દાદા ભગવાન પ્રરૂપિત

# ગુરુ-શિષ્ય



ગુરુ એટલે જે આપણને માર્ગ બતાવે, ગાઈડની જેમ.

**પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



**કુલ છ આવૃતિઓ :** ૧૮,૦૦૦ ૧૯૯૮ થી સપ્ટેમ્બર ૨૦૧૨ સુધી
**સાતમી આવૃતિ :** ૨,૦૦૦ નવેમ્બર, ૨૦૧૩

**ભાવ મૂલ્ય : 'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૩૦ રૂપિયા**

**મુદ્રક :** અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

## ત્રિમંત્ર






નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ૧
ૐ નમો ભગવતે વાસુદેવાય ૨
ૐ નમઃ શિવાય ૩
જય સચ્ચિદાનંદ





## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

લૌકિક જગતમાં બાપ-બેટો, મા-દીકરો કે દીકરી, પતિ-પત્ની વિ. સંબંધો હોય છે. તેમાં ગુરુ-શિષ્ય પણ એક નાજુક સંબંધ છે. જે ગુરુને સમર્પણ થયા બાદ આખી જિંદગી તેને જ વફાદાર રહી, પરમ વિનય સુધી પહોંચી, ગુરુ આજ્ઞા પ્રમાણે સાધના કરી સિદ્ધિ પ્રાપ્ત કરવાની રહે છે. ત્યાં સાચા ગુરુના લક્ષણો તેમજ સાચા શિષ્યના લક્ષણો કેવા હોય તેની સુંદર છણાવટ અત્રે રજૂ થાય છે.

જગતમાં વિવિધ વિવિધ માન્યતાઓ ગુરુ માટે પ્રવર્તે છે અને ત્યારે આવા કાળમાં યથાર્થ ગુરુ કરવા માટે લોક મુંઝાઈ જાય છે. અત્રે એવી મુંઝવણોની પ્રશ્નકર્તા દ્વારા 'જ્ઞાની પુરુષ'ને પૃચ્છા થઈ છે અને સમાધાની ફોડ રૂપી ઉત્તરોની પ્રાપ્તિ થઈ છે.

'જ્ઞાની પુરુષ' એટલે જગતના વ્યવહાર સ્વરુપની તેમજ વાસ્તવિક વિજ્ઞાન સ્વરૂપની ઓબ્ઝર્વેટરી ! એવા 'જ્ઞાની પુરુષ'ના શ્રીમુખે - ગુરુ પદ એટલે શું ? ગુરુની અધ્યાત્મમાં જરૂર ખરી ? જરૂર હોય તો કેટલી ? ગુરુનાં લક્ષણો શાં શાં હોવાં જોઈએ ? ગુરુતમ કે લઘુતમ ? ગુરુકિલ્લી સાથે છે ? લોભ લાલચમાં કે મોહમાં ગુરુ ફસાયેલા છે ? લક્ષ્મી વિષય કે શિષ્યોની ભીખ હજી છે એમનામાં ? ગુરુની પસંદગી કઈ રીતે થાય ? ગુરુ કોને કરવા ? કેટલા કરવા ? એક કર્યા પછી બીજા કરાય ? ગુરુ નાલાયક નીકળ્યા તો શું કરવું ? આમ ગુરુપદના જોખમોથી માંડીને, શિષ્યપદ એટલે શું ? શિષ્ય કેવા હોવા જોઈએ ? અને શિષ્યપદની સૂક્ષ્મ જાગૃતિ સુધીની તમામ સમજણ તથા ગુરુના કેવા વ્યવહારથી પોતાનું અને શિષ્યનું હિત થાય અને શિષ્યે પોતાના હિત માટે કઈ દૃષ્ટિપૂર્વક ગુરુ પાસે રહેવું જોઈએ, તેમ જ શિષ્યે ગુરુપદ કયાં સ્થાપન કરવું જોઈએ કે જેથી એને જ્ઞાન પ્રાપ્તિ થઈ પરિણમે અને ગુરુમાં કયા કયા રોગ ન હોવા જોઈએ, જેથી એવા ગુરુ એના શિષ્યનું હિત કરવાને સમર્થ થાય, એકલવ્ય જેવી ગુરુ ભક્તિ કળિકાળમાં ક્યાંથી જડે ? તેમ જ 'જ્ઞાની પુરુષે' ગુરુ કર્યા છે કે નહીં, એમણે શિષ્યો બનાવ્યા છે કે નહીં, પોતે કયા પદમાં વર્તે છે, વિ. વિ. તમામ પ્રશ્નોના સંપૂર્ણ સમાધાન વર્તાવનારા પ્રત્યુત્તરો

સંપૂજ્ય દાદાશ્રીના શ્રીમુખેથી વહેલી વાણી દ્વારા મળે છે !

સામાન્ય સમજમાં ગુરુ, સદ્ગુરુ અને જ્ઞાની પુરુષ ત્રણેવને એકમેકમાં ભેળવી દેવામાં આવે છે. જ્યારે અત્રે આ ત્રણે વચ્ચેનો એક્ઝેક્ટ ફોડ પડે છે.

અધ્યાત્મની વાટ ભોમિયા વિણ શીદને કપાય ? એ ભોમિયા એટલે કે ગાઈડ એટલે જ

*મોક્ષ માર્ગસ્ય નેત્તારં ભેત્તારં સર્વ કર્માણામ્*
*જ્ઞાતારમ્ સર્વ તત્વાનામ્ તસ્મૈ શ્રી સદ્ગુરુ નમઃ*

આટલામાં મોક્ષ માર્ગના નેતા, ગુરુ કેવા હોવા જોઈએ ? તે સમજાય.

ગુરુ અને શિષ્ય બન્ને કલ્યાણના માર્ગે પ્રયાણ કરી શકે તે અર્થે તમામ દ્દષ્ટિકોણોથી ગુરુ-શિષ્યના અન્યોન્ય સંબંધની સમજણ, લઘુતમ છતાં અભેદ એવા ગજબના પદમાં વર્તતા 'જ્ઞાની પુરુષ'ની વાણી દ્વારા પ્રકાશમાન થઈ, તે અત્રે સંકલિત થઈ છે, જે મોક્ષમાર્ગે ચાલતા પથિકને માર્ગદર્શક (ગુરુ) થઈ પડશે.

**- ડૉ. નીરુબેન અમીન**

# ગુરુ-શિષ્ય

## ગુરુ એટલે ગાઈડ

**પ્રશ્નકર્તા :** હું ઘણી જગ્યાએ ફર્યો અને બધે મેં પ્રશ્ન કર્યા કે ગુરુ એટલે શું ? પણ મને કંઈ સંતોષકારક જવાબ નથી મળ્યો.

**દાદાશ્રી :** આપણે અહીંથી સ્ટેશને જવું હોય તો રસ્તે ચાલતા ચાલતા ગૂંચાઈ જઈએ અને રસ્તો જડે નહીં. રસ્તામાં ભૂલા પડ્યા હોય તો કોઈને પૂછવાની જરૂર ખરી ? કોની જરૂર પડે ?

**પ્રશ્નકર્તા :** જાણકારની.

**દાદાશ્રી :** એ જાણકાર એટલે ગુરુ ! જ્યાં સુધી રસ્તો ના જાણતો હોય ત્યાં સુધી રસ્તામાં કોઈને પૂછવાની જરૂર પડે, કોઈ નાના છોકરાને પણ પૂછવું પડે. જેને જેને પૂછવું પડે એ ગુરુ કહેવાય. ગુરુ હોય તો જ રસ્તો જડે છે. આ આંખો ના હોય તો શું થાય ? ગુરુ એ બીજી આંખ છે ! ગુરુ એટલે આપણને આગળની સૂઝ પાડે.

## ગુરુની ગરજ કોને ?

**પ્રશ્નકર્તા :** આપનું એવું કહેવું છે કે ગુરુ જરૂરી છે ?

**દાદાશ્રી :** એવું છે ને, જે રસ્તો પોતે ભૂલ્યો, ને તે રસ્તો પોતાને ખબર ના પડે. સ્ટેશનનો રસ્તો ના જાણતા હોય ત્યાં સુધી મુશ્કેલી પડે. પણ રસ્તાનો જાણકાર જોડે મળી ગયો તો આપણે તરત સ્ટેશન પર પહોંચી જઈએ ને ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર.

**દાદાશ્રી :** એટલે જાણકારની જરૂર છે. રસ્તો બતાડનાર એમ નથી કહેતા કે તમે અમને રસ્તો પૂછો ! આપણી ગરજે પૂછીએ છીએ ને ? કોની ગરજે પૂછીએ છીએ ?

**પ્રશ્નકર્તા :** આપણી ગરજે.

**દાદાશ્રી :** નહીં તો પૂછયા વગર ચાલો ને, પૂછો નહીં ને એમ ને એમ ચાલજો ને, કોઈ અનુભવ કરી જો જો ને ! એ અનુભવ શીખવાડશે તમને કે ગુરુ કરવાની જરૂર છે. મારે શીખવાડવું નહીં પડે.

એટલે રસ્તો છે, પણ એને દેખાડનાર નથી ને ! દેખાડનાર હોય તો કામ હેંડે ને !

ગુરુ એટલે કો'ક દેખાડનાર ભોમિયો જોઈએ કે નહીં ? જે ગુરુ છે, એના આપણે ફોલોઅર્સ કહેવાઈએ. એ આગળ ચાલે ને આપણને આગળનો રસ્તો દેખાડતા જાય, એને ભોમિયા કહેવાય.

એક માણસ સુરતના સ્ટેશન ઉપર જવા માટે આ બાજુ ફરી ગયો. અહીંથી આ રસ્તે નીકળ્યો ને પેલો રોડ આવ્યો કે તરત આ દિશાને બદલે આ બીજી દિશામાં જતો રહે, પછી એ સુરત ખોળવા જાય તો જડે કે ? ફર ફર કરે તોય ના જડે. રાત પડે, દહાડો પડે તોય ના જડે ! એવો આ ગૂંચવાડો છે.

## ભૂલાવામાં ભોમિયો ભેરુ

**પ્રશ્નકર્તા :** કોઈ ગુરુઓ સાચો રસ્તો બતાડતા નથી.

**દાદાશ્રી :** પણ એ ગુરુઓ જ રસ્તો જાણતા નથી ત્યાં શું થાય તે ! ભોમિયો જ કોઈ મળ્યો નથી. ભોમિયો મળ્યો હોત તો આ ઉપાધિ જ ના હોત. ભોમિયો મળ્યો હોત તો અહીં આપણને સ્ટેશન હઉ દેખાડે કે 'આ સ્ટેશન, હવે તું આ ગાડીમાં બેસ.' બધું દેખાડીને પૂરું કરી આપે. આ તો એય ભૂલો પડેલો ને આપણેય ભૂલા પડેલા, એટલે ભટક ભટક કર્યા કરે છે. માટે સાચો

ભોમિયો ખોળી કાઢો, તો એ સ્ટેશન દેખાડે. નહીં તો અડસટ્ટે અડસટ્ટે રઝળાવ રઝળાવ કરે. આ એક આંધળો બીજા આંધળાને લઈ જાય, તો એ ક્યાં લઈ જાય ? અને સાચો ભોમિયો તો તરત બતાડે. એ ઊધારીયું ના હોય, એ તો રોકડું જ હોય બધું. એટલે ભોમિયો મળ્યો નથી. માટે ભોમિયો ખોળો.

**પ્રશ્નકર્તા :** પણ ભોમિયો એ ઉપરી ખરો કે નહીં ?

**દાદાશ્રી :** ભોમિયો ઉપરી ખરો, પણ ક્યાં સુધી ? આપણને મૂળ સ્થાને લઈ જાય ત્યાં સુધી.

એટલે માથે ઉપરી જોઈએ જ, દેખાડનારો જોઈએ, ભોમિયો જોઈએ, ગાઈડ જોઈએ જ હંમેશાં. જ્યાં જુઓ ત્યાં ગાઈડ જોઈશે. ગાઈડ વગર કોઈ કામ થશે નહીં. આપણે અહીંથી દિલ્હી ગયા હોય અને ગાઈડને ખોળીએ, તો એ કોણ કહેવાય ? ગુરુ ! એ ગુરુ જ કહેવાય. પૈસા આપીએ એટલે ગાઈડ થઈ જાય. ગુરુ એટલે જે આપણને માર્ગ દેખાડે, ગાઈડ તરીકે.

**પ્રશ્નકર્તા :** એટલે માર્ગદર્શનની જરૂર તો પડે જ !

**દાદાશ્રી :** હા, માર્ગદર્શન આપે એ ગુરુ કહેવાય. એ રસ્તો દેખાડનાર કોઈ પણ હોય, એ ગુરુ કહેવાય.

## સર્વ શ્રેણી ગુરુ અવલંબિત

**પ્રશ્નકર્તા :** ગુરુ રસ્તો બતાવી દે એ રસ્તે ચાલવાનું. પછી ગુરુની જરૂર કે ગુરુને છોડી દેવાના ?

**દાદાશ્રી :** ના, જરૂર ઠેઠ સુધી.

**પ્રશ્નકર્તા :** પછી શું જરૂર ?

**દાદાશ્રી :** આ ગાડીમાં બ્રેક હતી એટલે અથડાયા નહીં, એટલે આ બ્રેક કાઢી નાખવાની ?

**પ્રશ્નકર્તા :** એ રસ્તો બતાડી દે પછી આપણે પકડી રાખવાની શી જરૂર ?

**દાદાશ્રી :** રસ્તામાં ઠેઠ સુધી ગુરુની જરૂર પડશે. ગુરુને એમના ગુરુની જરૂર પડે. અને આપણને આ સ્કૂલમાં માસ્તરોની ક્યારે જરૂર હોય ? આપણે ભણવું હોય તો ને ? અને ભણવું ના હોય તો ? એટલે આપણને બીજો કશો લાભ જોઈતો ના હોય તો ગુરુ કરવાની જરૂર જ નથી. જો લાભ જોઈતો હોય તો ગુરુ કરવા. એટલે એ કંઈ ફરજિયાત નથી. આ બધું તમારે મરજિયાત છે. તમારે ભણવું હોય તો માસ્તર કરો. તમારે આધ્યાત્મિક જાણવું હોય તો ગુરુ કરવા જોઈએ અને ના જાણવું હોય તો કશું નહીં. કંઈ કાયદો નથી કે આમ જ કરો.

અહીં આગળ સ્ટેશન પર જવું હોય તો ત્યાંય ગુરુ જોઈએ, તો ધર્મ માટે ગુરુ ના જોઈએ ? એટલે ગુરુ તો આપણને દરેક શ્રેણીમાં જોઈએ જ.

## ગુરુ વિના 'જ્ઞાન' નહીં

એટલે કોઈ પણ જ્ઞાન ગુરુ વગર પ્રાપ્ત થાય એવું છે જ નહીં. સાંસારીક જ્ઞાન પણ ગુરુ વગર નહીં થાય અને આધ્યાત્મિક જ્ઞાન પણ ગુરુ વગર થાય એવું નથી. ગુરુ વગર જ્ઞાનની આશા રાખીએ એ બધી ખોટી વાત છે.

**પ્રશ્નકર્તા :** એક ભાઈ કહે છે કે 'જ્ઞાન લેવાનું ના હોય, જ્ઞાન દેવાનુંય ના હોય, જ્ઞાન થાય.' તો એ સમજાવો.

**દાદાશ્રી :** આ મૂર્છીત લોકોની શોધખોળ છે. મૂર્છીત લોકો હોય ને, તેની આ શોધખોળ છે કે 'જ્ઞાન લેવાનું ના હોય, દેવાનું ના હોય, જ્ઞાન આપોઆપ થાય.' પણ તે મૂર્છા ક્યારેય પણ જાય નહીં. કારણ કે નાનપણમાં જે ભણ્યો તેય જ્ઞાન લેતો લેતો આવ્યો છે, માસ્તરે તને આપ્યું અને તે લીધું. વળી પાછું તેં બીજાને આપ્યું. લેતીદેતીનાં સ્વભાવવાળું જગત છે. માસ્તરે તમને જ્ઞાન નહીં આપેલું ? અને તમે બીજાને આપેલું, તે લેતીદેતીનો સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** પણ પોતાને જ્ઞાન આપોઆપ થાય કે નહીં ?

**દાદાશ્રી :** આપોઆપ તો કો'કને જ જ્ઞાન થાય પણ તે અપવાદ રૂપે હોય અને આ ભવમાં ગુરુ ના મળ્યા હોય પણ પૂર્વ ભવે તો ગુરુ મળેલા

જ હોય. બાકી બધું નિમિત્તના આધીન છે. અમારા જેવા કો'ક નિમિત્ત મળી આવે, તો તમારું કામ થઈ જાય. ત્યાં સુધી તમારે ડેવલપ થયા કરવાનું. અને પછી 'જ્ઞાની પુરુષ'નું નિમિત્ત મળે તો એ નિમિત્તને આધીન બધું પ્રગટ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે માણસ સ્વયં કદી પણ પ્રાપ્ત ન કરી શકે !

**દાદાશ્રી :** સ્વયં કશું પ્રાપ્ત ના થાય. આ દુનિયામાં કોઈને થયેલુંય નહીં. જો અનુભૂતિ આપણે જાતે કરવાની છે, તો પછી સ્કૂલોની જરૂર જ નથી ને ! કોલેજોની જરૂર જ નથી ને !

## સ્વયંબુદ્ધેય સાપેક્ષ

**પ્રશ્નકર્તા :** આ તીર્થંકરો તો સ્વયંબુદ્ધ કહેવાય છે ને ?

**દાદાશ્રી :** હા, તીર્થંકરો બધા સ્વયંબુદ્ધ હોય. પણ આગલા અવતારોમાં ગુરુના થકી એમને તીર્થંકર ગોત્ર બંધાયેલું હોય છે. એટલે સ્વયંબુદ્ધ તો એ અપેક્ષાએ કહેવાય છે કે આ અવતારમાં એમને ગુરુ ના મળ્યા એટલે સ્વયંબુદ્ધ કહેવાયા. એ સાપેક્ષ વસ્તુ છે. અને આજે જે સ્વયંબુદ્ધ થયેલા, એ બધા આગલા અવતારમાં પૂછી પૂછીને આવેલા. એટલે બધું પૂછી પૂછીને જ જગત ચાલ્યા કરે છે. આપોઆપ કો'કને જ, સ્વયંબુદ્ધને થાય છે તે અપવાદ છે. બાકી ગુરુ વગર તો જ્ઞાન જ નથી.

**પ્રશ્નકર્તા :** એમ કહેવાય છે કે ઋષભદેવ ભગવાને પોતાનાં બંધનો પોતે જ તોડ્યાં. એટલે એમને બીજા કોઈની જરૂર રહી નહીં ને ?

**દાદાશ્રી :** પણ એમણે મદદ લીધેલી, બહુ પહેલાં લીધેલી. એમણે બે-ત્રણ અવતાર પહેલાં ગુરુની મદદ લીધેલી. મદદ લીધા વગર કોઈ છૂટેલો નહીં. આમાંય નિમિત્ત તો હોય જ. આ તો ઋષભદેવના ભવમાં એવું દેખાયું લોકોને કે એમની મેળે જાતે જ બંધન તોડ્યાં. પણ પોતે પોતાથી ન બને, ક્યારેય પણ કોઈથી બન્યું નથી ને બનશે નહીં. એટલે નિમિત્ત જોઈશે જ હંમેશાં.

**પ્રશ્નકર્તા :** મહાવીર સ્વામીના કોણ ગુરુઓ હતા ?

**દાદાશ્રી :** મહાવીર સ્વામીના બધા બહુ ગુરુઓ થયેલા. પણ તે છેલ્લા એક-બે અવતારમાં નહીં થયેલા. એમ ને એમ તે કંઈ લાડવા ખાવાના ખેલ છે ? તીર્થંકરના છેલ્લા અવતારમાં એમને ગુરુની જરૂર નહીં.

## ક્યાં સુધી ગુરુ જરૂરી ?

**પ્રશ્નકર્તા :** એકલવ્યને ગુરુ ન હોવા છતાં એણે સિદ્ધિ પ્રાપ્ત કરેલી, એ શું શક્ય નથી ?

**દાદાશ્રી :** એકલવ્યને જે સિદ્ધિ થઈ એ એકસેપ્શનલ, અપવાદ છે. એ કાયમનો નિયમ નથી. દરેક નિયમને અપવાદ હોઈ શકે. બે-પાંચ ટકા આમેય થાય. પણ તેથી કરીને એવું આપણે માની ન લઈએ કે આજ નિયમ છે. આ ભવમાં ગુરુ ના હોય તો પૂર્વ ભવે ગુરુ મળેલા જ હોય !

**પ્રશ્નકર્તા :** એકલવ્યને દ્રોણગુરુએ ન્હોતો ભણાવ્યો ને એ ગુરુની મૂર્તિ પાસેથી શીખ્યો !

**દાદાશ્રી :** એ તો બધું આગલા ભવમાં શીખેલા. અત્યારે તો આ મૂર્તિ એ નિમિત્ત હોય. ગુરુ તો દરેક અવતારમાં જોઈએ જ.

**પ્રશ્નકર્તા :** તો પછી એવું કહી શકાય કે 'આગલા ભવના મારા ગુરુ હશે એ જ કરશે મારું.' તો આ ભવે ગુરુ કરવાની જરૂર ખરી ?

**દાદાશ્રી :** પણ આ ભવમાં એ ગુરુ ના યે મળે, ને જરૂરી યે ના હોય અને પછી બીજા અવતારમાંય એ ફરી મળી આવે.

પણ એવું છે ને, હજુ તો રસ્તો આગળ કેટલોય ચાલવાનો રહ્યો, હજુ તો ગુરુ કેટલાંય જોઈશે. જ્યાં સુધી મોક્ષ ના થાય ત્યાં સુધી ગુરુ જોઈશે. યથાર્થ સમકિત થયા પછી ગુરુ નહીં જોઈએ. આ પોલું નથી, ગુરુ વગર તો ચાલે જ નહીં.

## ગુરુ બિનજરૂરી, એ વાત ખોટી

**પ્રશ્નકર્તા :** કેટલાંક સંતો એવું કહે છે કે ગુરુ બનાવવાની જરૂર નથી.

**દાદાશ્રી :** 'ગુરુની જરૂર નથી' એવું કહેનારા એમની પોતાની વાત

કરે છે. લોકો એ વાતને 'એક્સેપ્ટ' નહીં કરે. આખી દુનિયા ગુરુને 'એક્સેપ્ટ' કરે છે. ખરાબ ગુરુ હોય એ તો વખતે બને. પણ 'ગુરુ' શબ્દ જ કાઢી નાખવો એ તો ચાલે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** ઘણા લોકો ગુરુ નથી બનાવતા.

**દાદાશ્રી :** ગુરુ બનાવતા નથી એવું હોતું જ નથી. આ લોકોએ ઉપદેશ આપવા માંડ્યો કે 'ગુરુ કરશો નહીં.' ત્યારથી જ આવું હિન્દુસ્તાનમાં થઈ ગયું છે. નહીં તો હિન્દુસ્તાન દેશ તો પહેલેથી જ ગુરુને માન્ય કરે કે ગમે તે એક ગુરુ પણ કરજે.

## ઊંધું શીખવ્યું, તેય ગુરુ

**પ્રશ્નકર્તા :** ગુરુ હોય અગર ના હોય, એ બેમાં ફેર શું પડે ?

**દાદાશ્રી :** ગુરુ ના હોય તો રસ્તે ચાલતા ચાલતા સાત રસ્તા આવ્યા તો તમે કયે રસ્તે જાવ ?

**પ્રશ્નકર્તા :** એ તો મન કબૂલ કરતું હોય એ રસ્તો પકડીએ.

**દાદાશ્રી :** ના, મન તો ભટકવાનું ખોળી કાઢીને કબૂલ કરે. એ કંઈ રસ્તો ના કહેવાય. એટલે પૂછવું પડે, ગુરુ કરવા પડે. ગુરુ કરીને પૂછવું પડે કે કયે રસ્તે મારે જવું ! એટલે ગુરુ વગર તો આ દુનિયામાં એક, આટલુંય, અહીંથી ત્યાં સુધીય ના ચાલે.

સ્કૂલમાં માસ્તર રાખવા પડ્યા હતા કે ન્હોતા રાખવા પડ્યા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** જ્યાં જાવ ત્યાં માસ્તર જોઈએ જ. ક્યાં આગળ માસ્તરની જરૂર ના પડી એ મને કહો ?

પછી કોલેજમાં પ્રોફેસર જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ.

**દાદાશ્રી :** એટલે મનુષ્ય તરીકે જન્મ્યો ત્યારથી જ એને માથા પર ગુરુ

જોઈશે. સ્કૂલમાં ગયો તોય ગુરુ જોઈશે, કોલેજમાં ગયો તોય ગુરુ જોઈશે. તેમાં ગુરુ પાછા જાતજાતના. મેટ્રિકમાં ભણતા હોય તેને મેટ્રિકનો ગુરુ જોઈએ, ફર્સ્ટ સ્ટાન્ડર્ડવાળો ગુરુ પાછો કામ ના લાગે. એટલે ગુરુ પણ જુદા જુદા હોય. દરેકને એક જ જાતના ગુરુ ના હોય. 'કયાં ભણે છે' તે ઉપર આધાર રાખે છે.

પછી પુસ્તક વાંચો છો, ત્યારે પુસ્તક એ તમારા ગુરુ ન્હોય ? પુસ્તક એ ગુરુ હોય ત્યારે જ વાંચે ને ? કંઈક શીખવાડતું હોય, કંઈ લાભ કરતું હોય ત્યારે જ વાંચે ને ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર !

**દાદાશ્રી :** પુસ્તકો પાસે શીખો છો, એ પુસ્તકોનાં આધારે તમને લાભ થયો. કોઈ પુસ્તકે આપણને માર્ગદર્શન આપ્યું, તો એ ગુરુ કહેવાય. એટલે પુસ્તકેય તમારો ગુરુ છે.

માસ્તર પાસે, પુસ્તક પાસે, માણસો પાસે તમે શીખો છો, એને ગુરુ જ કહેવાય. એટલે આખુંય જગત ગુરુ જ છે ને !

**પ્રશ્નકર્તા :** આજનું મનોવિજ્ઞાન કહે છે કે વ્યક્તિએ બહારનો આધાર છોડી પોતાના આધાર પર આવવું જોઈએ. બહારનો આધાર એ પછી ગમે તે હો, પણ જિજ્ઞાસુ તેનો આધાર પકડી પાંગળો બને છે.

**દાદાશ્રી :** બહારનો આધાર લઈને પાંગળો બને છે, એવું ના થવું જોઈએ. બહારનો આધાર છોડીને પોતાના આધાર પર જ રહેવાનું છે. પણ પોતાનો આધાર ના થાય ત્યાં સુધી બહારનો નૈમિત્તિક આધાર લેવાનો છે. નૈમિત્તિક ! કોઈ પુસ્તક નિમિત્ત સ્વરૂપે થઈ પડે છે કે નથી થઈ પડતું ? બધું નિમિત્તરૂપ નથી થઈ પડતું ? એટલે આ આજનું મનોવિજ્ઞાન જે કહેતું હોય આધાર છોડવાનું, તે અમુક પ્રમાણમાં એનો આધાર છોડી દેવાનો. પણ અમુક પ્રમાણમાં આધાર લેવો પડે, પુસ્તકનો લેવો પડે, બીજો આધાર લેવો પડે, ત્રીજો આધાર લેવો પડે.

એક સાહેબ કહે છે કે 'ગુરુ ના જોઈએ.' મેં કહ્યું, 'કોને ગુરુ ન્હોતા તે ? તે મને કહો. માએ જે સંસ્કાર આપ્યા તે ગુરુ ખરી ને ? 'આમ કરજે

બાબા હં, જોજે, આમ જોજે.' એ ગુરુ નહીં ત્યારે બીજું કોણ ?'

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** એટલે મધર પ્રથમ ગુરુ થાય કે 'બાબા, આ ચડ્ડી પહેરી લે, આમ છે, તેમ છે.' ત્યારે એ પણ પેલાએ શીખવું પડે. બા શીખવાડે. ચાલતાં શીખવાડે, બીજું શીખવાડે. કયાં અવતારમાં નથી ચાલ્યો ? અનંત અવતારમાં ચાલ્યો છે, પણ ફરી આ એનું એ જ શીખવાનું.

ઘરમાં વાઈફ ના હોય ને એકલા હોઈએ તો કઢી બનાવવી હોય તોય કો'કને તો પૂછવું પડે કે મહીં શું શું નાખવાનું ! જેને જેને પૂછયું એ ગુરુ કહેવાય બધાં. એટલે ગુરુની તો જ્યાં ને ત્યાં ડગલે ને પગલે જરૂર જ હોય. ગુરુ તો દરેકમાં જોઈએ જ. અત્યારે આ કોર્ટમાં કામ પડે તો આ વકીલને જ ગુરુ કરે તો જ તમારું કામ ચાલે ને ! એટલે જેમાં ને તેમાં, જ્યાં જઈએ ત્યાં ગુરુની જરૂર. વાત વાતમાં ગુરુની જરૂર !

**પ્રશ્નકર્તા :** એટલે ઠેઠ સુધી જવું હોય તોય ગુરુ જોઈએ.

**દાદાશ્રી :** જ્યાં જવું હોય ત્યાં ગુરુ જોઈએ. આપણે અહીંથી ગાડી લઈને જતાં હોઈએ અને 'હાઈવે' ના રસ્તે જવું હોય તો કોઈને પૂછીએ ત્યારે એ લઈ જાય, નહીં તો ઊંધે રસ્તે જાય. એટલે સંસારની બાબતમાંય ગુરુ જોઈએ અને નિશ્ચયની બાબતમાંય ગુરુ જોઈએ. એટલે આ 'ગુરુ શું છે, શેને કહેવાય' એ સમજવાની જરૂર છે.

## જ્યાંથી શીખ્યા, તેય ગુરુ

**પ્રશ્નકર્તા :** તો ધર્મની બાબતમાં ગુરુ એક જ કરવો કે બધે જ ગુરુ કરવા?

**દાદાશ્રી :** એવું છે, કે શિષ્યભાવ બધેય રાખવો. ખરી રીતે આખા જગતને ગુરુ કરવા જોઈએ. ઝાડ પાસે પણ જાણવાનું મળે. આ આંબાને આપણે શું કરીએ છીએ ? કેરી ખાવાને માટે એને ઝૂડીએ છીએ તોય એ ફળ આપે છે, માર ખાઈને પણ ફળ આપે છે ! એટલો એમનો ગુણ જો આપણામાં આવી જાય તો કેટલું સરસ કામ થાય ! એય જીવ જ છે ને ! એ કંઈ ઓછું લાકડું છે ?

**પ્રશ્નકર્તા :** દત્તાત્રયે અમુક પ્રાણીઓને પોતાના ગુરુ બનાવેલા, એ કયા અર્થમાં ?

**દાદાશ્રી :** એ તો દત્તાત્રય એકલા જ નહીં, બધાય લોકો બનાવે છે. એકેએક માણસ પ્રાણીઓને ગુરુ બનાવે છે. પણ આ લોકો પ્રાણીઓને ગુરુ કહે નહીં અને દત્તાત્રયે પ્રાણીઓને ગુરુ કહ્યાં ! પ્રાણીને કો'ક મારે ને, એટલે એ નાસી જાય. એવું લોકોય શીખેલા કે આપણને મારે એટલે નાસી જવું. એ પ્રાણી પાસેથી શીખેલા છે.

અને એ પ્રાણીઓ એકલા પાસે ગુરુ કહીને નિકાલ ના થાય, આખા જગતના જીવમાત્રને ગુરુ કરે તો જ છૂટકારો છે. આખા જગતના તમામ જીવોને ગુરુ કરે, જેની પાસેથી જે કંઈ જાણવાનું મળે તે સ્વીકાર કરે, તો મુક્તિ છે. બધા જીવમાત્રમાં ભગવાન રહેલા છે, એટલે ત્યાં બધેથી આપણે કંઈક સંપાદન કરીએ તો મુક્તિ છે.

તમને ગુરુની બાબતમાં સમજણ પડીને ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** તમારા અનુભવ એ પણ તમારા ગુરુ છે. જેટલો અનુભવ થયો એ તમને ઉપદેશ આપશે. અને જો અનુભવ ઉપદેશનું કારણ ન થતું હોય તો તે અનુભવ નથી. માટે આ બધા ગુરુ જ છે.

અરે, એક માણસ લંગડાતો હતો અને બીજો એક એની મશ્કરી કરીને હસ્યો. પછી થોડી વાર પછી એ મને ભેગો થયો. એ મને કહે છે કે આજે તો હું આ મશ્કરી કરીને હસ્યો. પણ એટલે હું જાગૃત થઈ ગયો કે અરે, આ તું આત્મા જુએ છે કે શું જુએ છે ? મને આ જ્ઞાન આવ્યું, તો ખરો ચેતી ગયો.

એટલે દરેક વસ્તુ ઉપદેશ આપે છે. હંમેશાં દરેક અનુભવ ઉપદેશ આપીને જ જાય. એક ફેરો સારી રીતે બેઠા હોય અને ગજવું કપાયું હોય એટલે પછી એ ઉપદેશ આપણી પાસે રહી જ જાય.

આ કૂતરામાંથીય જાણવાનું મળે તો જાણી લેવું. એટલે આ કૂતરા પણ ગુરુ કહેવાય. આ કૂતરું છે, તે દોઢ કલાકથી બેસી રહ્યું હોય. પણ જો ખાવાનું

આટલું બધું નાખીએ, તોય એ ખવાય એટલું જ ખાય ને બીજું બધું રહેવા દઈને ચાલ્યું જાય. એ કંઈ પરિગ્રહ બાંધતું જાય નહીં, કે 'લાવ, હું આમ કરું.' એમની પાસેથીય આપણને શીખવાનું મળે. એટલે દરેક વસ્તુ પાસેથી આપણને શીખવાનું મળતું હોય, તે બધાને આપણે ગુરુ માનીએ. કૂતરાને કંઈ ગુરુ થવું નથી. એને જો આપણે ગુરુ માનીએ તો એનો ઉપદેશ આપણને પરિણામ પામે. ખરી રીત જ આ છે !

આ ઠોકર પણ ગુરુ કહેવાય. ગુરુ સિવાય તો માણસ આગળ વધે જ કેવી રીતે તે ? આપણને રસ્તે ચાલતાં ઠોકર વાગે તો ઠોકરનેય એમ થાય કે 'તું નીચે જોઈને ચાલતો હોય તો શું ખોટું ?' એટલે દરેક ગુરુ, જ્યાં ને ત્યાં બધાં મને ગુરુ લાગેલા. એ તો જ્યાંથી લાભ થયો હોય તેને ગુરુ માનવો. ઠોકરથી જો લાભ થયો તો આપણે ઠોકરને ગુરુ માનીએ. એ એટલે મેં તો આવી રીતે લાભ પ્રાપ્ત કરેલા છે બધા.

બાકી, ગુરુ ઉપર ચીઢ ના જોઈએ. ગુરુ ઉપરની ચીઢથી તો આજે જ્ઞાન અટક્યાં છે બધાં !

## ગુરુ-વિરોધી પૂર્વગ્રહથી ગ્રહાયેલા

એટલે ગુરુ કર્યા વગર ચાલે એવું નથી. 'ગુરુ વગર ચાલે એવું છે' કહેનાર વિરોધાભાસમાં છે. આ દુનિયામાં કોઈ દહાડોય ગુરુ કર્યા વગર કશું ચાલે એવું નથી, પછી એ ટેકનિકલ હો કે ગમે તે બાબત હો. 'ગુરુની જરૂર નથી' એ વાક્ય લખવા જેવું નથી. એટલે લોકોએ મને પૂછયું, 'આ કેટલાંક આવું કેમ કહે છે ?' મેં કહ્યું, જાણી-જોઈને નથી કહેતા, દોષપૂર્વક નથી કહેતા. પોતાને જે ગુરુ પ્રત્યેની ચીઢ છે, તે ગયા અવતારની ચીઢ આજે જાહેર કરે છે.

**પ્રશ્નકર્તા :** ગુરુની ચીઢ કેમ ચઢી હશે ?

**દાદાશ્રી :** આ જે જે લોકો એમ કહે છે કે 'ગુરુની જરૂર નથી' એ શેના જેવી વાત છે ? એક ફેરો નાનપણમાં હું દૂધપાક ખાતો હતો ને, તે ઊલટી થઈ ગઈ. હવે ઊલટી બીજા કારણોથી થઈ, દૂધપાકના કારણથી નહીં. પણ મને દૂધપાક ઉપર ચીઢ ચઢી ગઈ, ફરી દૂધપાક દેખું ને ગભરામણ થઈ જાય. એટલે પછી દૂધપાક મારે ઘેર કરે ત્યારે બાને કહું કે, 'મારે આ ગળ્યું

ખાવાનું નહીં ફાવે, તો તમે શું આપશો ?' ત્યારે બા કહે છે, 'ભઈ, બાજરીનું મોળિયું છે. બીજું તું ઘી-ગોળ ખઉં તો આપું.' ત્યારે મેં કહ્યું કે, 'ના, મારે ઘી-ગોળ ના જોઈએ.' તો મધ આપે ત્યારે જ હું ખાઉં, પણ દૂધપાકને તો અડું જ નહીં. પછી બાએ મને સમજાવ્યો કે, 'ભઈ, સાસરીમાં જઈશ ત્યારે કહેશે કે શું એની માએ દૂધપાક નથી ખવડાવ્યો કોઈ દહાડો ? ત્યાં તને દૂધપાક મૂકશે ને તું નહીં ખાય તો ખરાબ દેખાય. માટે થોડું થોડું ખાવાનું શરુ કર.' આમ તેમ મને પટાવ પટાવ કર્યો. પણ કશું દહાડો વળે નહીં. એ ચીઢ પેસી ગઈ એ પેસી ગઈ. એવી આ ચીઢ પેસી ગઈ.

**પ્રશ્નકર્તા :** પણ ગુરુ પ્રત્યે કેમ ચીઢ પેસી ગઈ ?

**દાદાશ્રી :** એ તો ગયા અવતારે ગુરુઓ જોડે ભાંજગડ પડેલી, તે આજે એની ચીઢ ચઢે છે. દરેક જાતની ચીઢો પેસી જાય છે ને ! કેટલાંકને તો ગુરુ પ્રત્યે નહીં, ભગવાન પર ચીઢ હોય છે. તે એવી રીતે આ ગુરુની ના પાડે છે, જેમ પેલી ઊલટી બીજા કારણોને લઈને થઈ ને દૂધપાક પર ચીઢ પેસી ગઈ, એવું.

બાકી, 'ગુરુ વગર ચાલે' એવું કહેનારા આખી દુનિયાના વિરોધી છે. કારણ કે પોતાની ભૂલ બીજા ઉપર નાખવા ફરે છે. તમને કેમ લાગે છે વાત ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** કોઈ ગુરુ જોડે અથડામણ આવી ગઈ હોય તે પછી મનમાં નક્કી થઈ જાય કે ગુરુ કરવા જેવા નથી. હવે પોતે ગુરુથી દાઝ્યા હોય તો પોતે ગુરુ ના કરે, પણ પોતાનો અનુભવ બીજા ઉપર ના મૂકાય. કોઈ ગુરુ જોડે મને કડવો અનુભવ થયો હોય તેથી મારે કહેવું ના જોઈએ કે બધાએ ગુરુ ના કરવા. પોતાનો પૂર્વગ્રહ પોતાની પાસે રહેવા દેવો જોઈએ. લોકોને આ વાત ના કહેવી જોઈએ. લોકોને ઉપદેશ ના આપી શકાય કે આમ ન કરાય. કારણ કે આખી દુનિયાને ગુરુ વગર તો ચાલે જ નહીં. કયાં રહીને નીકળવાનું એય પૂછવું પડે કે ના પૂછવું પડે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ દુનિયામાં કોઈ માણસ એવો નથી નીકળ્યો કે જે ગુરુનો

વિરોધી હોય. 'ગુરુ નહીં જોઈએ' એ શબ્દ કોઈ પણ માણસથી બોલાય જ નહીં. એટલે ગુરુ જોઈએ નહીં, એ બધી વિરોધાભાસી વાત કહેવાય. કોઈ એવું કહે કે 'ગુરુની જરૂર નથી' તો એ એક દૃષ્ટિ છે, એનો દૃષ્ટિરાગ છે.

એટલે વસ્તુ આટલી સમજવાની જરૂર છે કે આ જગતમાં ગુરુની તો જરૂર છે. ગુરુ પર ચીઢ ચઢાવવાની જરૂર નથી. ગુરુ શબ્દથી લોકો એટલા બધા ભડકી ગયા છે ! હવે એમાં મુખ્ય તત્ત્વને અને એને વાંધો શું ?

## ગુરુની જરૂર તો ઠેઠ સુધી

આ તો 'ગુરુની જરૂર નથી' કહીને એમનો 'વ્યુ પોઈન્ટ' મૂક્યો છે. બીજું કશું નહીં. કોઈક અનુભવ એવો થયેલો છે કે બધે ફર ફર કર્યા પછી, એમ કરતાં કરતાં કરતાં કરતાં પોતાને મહીંથી જ સમાધાન મળવા માંડ્યું, એ શ્રેણીમાં આવ્યા ! એટલે પછી મનમાં એમ લાગ્યું કે ગુરુ કરવો એ બોજ નકામો છે.

**પ્રશ્નકર્તા :** 'ગુરુની જરૂર નથી' કહે છે એ અમુક સ્ટેજમાં પહોંચ્યા પછી ગુરુ કામમાં નથી આવતા. પછી તો તમારા પોતા ઉપર આધાર છે.

**દાદાશ્રી :** એ તો કબીરેય બધું કહ્યું કે :

*'કબીર હદકા ગુરુ હૈ, બેહદકા ગુરુ નહીં !'*

એટલે ગુરુ તો ઠેઠ સુધી જોઈશે. બેહદ આવતાં તો તેલ નીકળી જાય છે.

**પ્રશ્નકર્તા :** સાંસારિક કામોમાં ગુરુની જરૂર છે, વ્યવહારિક જ્ઞાનમાં ગુરુની જરૂર છે. પણ પોતાની જાતને જેમ છે તેમ જોવા માટે ગુરુની જરૂર નથી. એવું થયું ને ?

**દાદાશ્રી :** સંસારમાંય ગુરુ જોઈએ અને મોક્ષમાર્ગમાંય ગુરુ જોઈએ. એ તો કો'ક જ માણસ બોલે કે 'ગુરુની જરૂર નથી.' ગુરુ વગર તો ચાલે જ નહીં. ગુરુ એટલે તો અજવાળું કહેવાય. ઠેઠ સુધી ગુરુ જોઈશે. શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું કે બારમા ગુંઠાણા સુધી ગુરુની જરૂર પડશે. બારમા ગુણસ્થાનક, ભગવાન થતાં સુધી ગુરુની જરૂર પડશે.

**પ્રશ્નકર્તા :** ગુરુઓનો વિરોધ કરવાનો મારો પ્રશ્ન નથી. હું તો એ સમજવા માગું છું.

**દાદાશ્રી :** હા, પણ ગુરુની ખાસ જરૂર છે આ દુનિયામાં. મારેય હજુ ગુરુ છે ને ! હું આખા જગતનો શિષ્ય થઈને બેઠેલો છું. તો મારો ગુરુ કોણ ? લોકો ! એટલે ગુરુની તો ઠેઠ સુધી જરૂર.

જે વાત સત્ય હોય, એ સત્ય કહેવામાં વાંધો શો છે ! 'જ્ઞાની પુરુષ' તો, ખોટું હોય તો તરત એને ખોટું કહે. એ પછી રાજાનું હોય કે ગમે તેનું ! તમારે ના માનવું હોય તોય મને વાંધો નથી. પણ હું ના ચાલવા દઉં. હું તો આખા વર્લ્ડને ફેક્ટ કહેવા આવ્યો છું. કારણ કે અત્યાર સુધી પોલમ્પોલ ચાલ્યું, તે આ દશા થઈ હિન્દુસ્તાનની. જુઓ તો ખરા !

અમારે પોલું ના બોલાય. હવે જગત શું ખોળે છે ? પોલું બોલીનેય પણ ઠંડક રાખો, પોલું બોલીનેય પણ અહીં ડખો ના થાય તો સારું. પણ અમારાથી એક શબ્દેય ના બોલાય એવો. નહીં તો અમને તો એય આવડતું હતું પણ ના બોલાય. અમારાથી તો 'છે એને છે' કહેવું પડે ને 'નથી એને નથી' કહેવું પડે. નથી એને છે કહેવાય નહીં ને છે એને નથી કહેવાય નહીં.

ગુરુ પોતે જ કહે છે કે 'ગુરુ કરશો નહીં.' તો તમે કોણ આ જગ્યાએ ? એવી રીતે આ બાજુ કહેશે, 'નિમિત્તની જરૂર નથી.' ત્યારે તમે કોણ અત્યારે ?

## નિમિત્ત જ મહા ઉપકારી

**પ્રશ્નકર્તા :** હા, ઉપાદાન હોય તો ઓટોમેટિક નિમિત્ત મળી જાય, એ વાત ફેલાયેલી છે.

**દાદાશ્રી :** ઉપાદાન તો આપણે ત્યાં ઘણાં માણસોને એટલું બધું ઊંચું છે, પણ એમને નિમિત્ત નહીં મળવાથી ભટક ભટક કરે છે. એટલે એ વાક્ય જ ભૂલવાળું છે, કે 'ઉપાદાન થશે તો નિમિત્ત એની મેળે આવી મળશે.' આ વાક્ય એ ભયંકર જોખમદારીવાળું વાક્ય છે. પણ જ્ઞાનની વિરાધના કરવી હોય તો આવું વાક્ય બોલે !

**પ્રશ્નકર્તા :** નિમિત્ત અને ઉપાદાન વિશે જરા ચોખવટ સમજાવો. જો

ઉપાદાન તૈયાર હોય તો નિમિત્ત એની મેળે મળી જાય. અને નિમિત્ત જો મળ્યા કરે પણ ઉપાદાન જો તૈયાર ના હોય તો પછી નિમિત્ત શું કરે ?

**દાદાશ્રી :** એ બધી વાતો લખેલી છે ને, એ વાતો કરેક્ટ નથી. કરેક્ટમાં એક જ વસ્તુ છે કે નિમિત્તની જરૂર છે અને ઉપાદાનની જરૂર ખરી, પણ ઉપાદાન ઓછું હોય પણ નિમિત્ત મળે એને, તો ઉપાદાન ઊંચું થઈ જાય.

નિમિત્ત જ ઉપકારી છે. આ સ્કૂલો કાઢી નાખવામાં આવે તો ? એવું સમજે કે 'છોકરા હશે, ઉપાદાન હશે, એ વખતે નિમિત્ત આવી મળશે.' માટે સ્કૂલો બધું કાઢી નાખવામાં આવે તો ?

**પ્રશ્નકર્તા :** એ તો ના ચાલે. પણ આ તો વ્યવહારની વાત થઈ આખી.

**દાદાશ્રી :** ના, વ્યવહારમાંય એ વાત ને આમાંય એવી જ વાત ને ! આમાંય નિમિત્તની પહેલી જરૂર !

અહીં સ્કૂલો કાઢી નાખવામાં આવે, ચોપડીઓ કાઢી નાખવામાં આવે, તો કશું કોઈ માણસ ભણે નહીં, ગણે નહીં. નિમિત્ત હોય તો આપણું કામ આગળ ચાલે, નહીં તો કામ ચાલે નહીં. તે નિમિત્તમાં શું શું છે ? પુસ્તકો નિમિત્ત છે, મંદિરો નિમિત્ત છે, દેરાસર નિમિત્ત છે, જ્ઞાની પુરુષ નિમિત્ત છે. હવે આ બધા પુસ્તકો, દેરાસરો ના હોય તો આ ઉપાદાનનું શું થાય ? એટલે નિમિત્ત હોય તો જ કામ થાય, નહીં તો કામ થાય નહીં.

ચોવીસ તીર્થંકરોએ એ જ કહે કહે કર્યું છે કે 'નિમિત્તને ભજો. ઉપાદાન ઓછું હશે તો, નિમિત્ત મળશે તો ઉપાદાન એનું જાગૃત થઈ જશે.' છતાં ઉપાદાનનું તો એટલા માટે કહેવા માગે છે કે જો તને નિમિત્ત મળ્યા પછી પણ ઉપાદાન તું અજાગૃત રાખીશ, જો તું ઉપાદાન જાગૃત નહીં રાખે ને તું ઝોકું ખાઈશ, તો તારું કામ નહીં થાય અને તને મળેલું નિમિત્ત નકામું જશે. તો કાળજી રાખજે. એવું કહેવા માગે છે.

ઉપાદાન એટલે શું ? કે ઘી મૂકવું, દિવેટો મૂકવી, બધું તૈયાર રાખે આખું. એવું તૈયાર તો અનંત અવતારથી આ લોકોએ રાખેલું છે. પણ ફક્ત દીવો પેટાવનારો નથી મળ્યો. ઘી-દિવેટો બધું તૈયાર છે પણ પેટાવનાર

જોઈએ ! એટલે મોક્ષે લઈ જનારા નિમિત્તનાં શાસ્ત્રો નથી મળ્યાં, મોક્ષે લઈ જનારા નિમિત્ત એવાં જ્ઞાની પુરુષ નથી મળ્યા, એ બધા સાધનો ભેગાં થતાં નથી. એ નિમિત્ત જેને કહેવામાં આવે છે, તેના વગર તો ભટક ભટક કરે છે.

લોક નિમિત્તને એવી રીતે સમજ્યા છે કે 'ઉપાદાન હશે તો નિમિત્ત તને તે ઘડીએ મળી આવશે.' પણ મળી આવવું એનો અર્થ એવો નથી થતો. ભાવના હોવી જ જોઈએ. ભાવના વગર તો નિમિત્તેય ભેગું ના થાય.

આ તો વાતનો દુરુપયોગ થયો છે બધો. નિમિત્ત એવું બોલે છે કે નિમિત્તની જરૂર નથી ! પોતે નિમિત્ત હોવા છતાં આવું બોલે છે.

**પ્રશ્નકર્તા :** હા, એવું શ્રીમદ્ રાજચંદ્ર પણ કહે છે.

**દાદાશ્રી :** શ્રીમદ્ રાજચંદ્ર એકલા નહીં, તીર્થંકરોએ પણ એ જ કહ્યું છે કે નિમિત્ત વગર કશું કામ થશે નહીં. એટલે 'ઉપાદાન હશે તો નિમિત્ત આવી મળશે.' 'નિમિત્તની જરૂર નથી' એ તીર્થંકરોની વાત ન્હોય કે શ્રીમદ્ રાજચંદ્રની વાત ન્હોય. એવી વાત જે બોલે તેની જોખમદારી છે. એમાં બીજા કોઈની જોખમદારી નથી.

કૃપાળુદેવે એક જ કહ્યું કે 'બીજું કાંઈ શોધ મા. એક માત્ર સત્પુરુષને શોધીને તેનાં ચરણકમળમાં સર્વ ભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા. પછી જો મોક્ષ ના મળે તો મારી પાસેથી લેજે.' નહીં તો એમ જ લખત કે તું તારી મેળે ઘેર સૂઈ રહેજે તો નિમિત્ત તને મળી આવશે અને ઉપાદાન જાગૃત કર કર કર્યા કરજે.

## એ વાત ખરી, પણ નિશ્ચયમાં

**પ્રશ્નકર્તા :** બીજી એક એવી પણ માન્યતા છે કે 'નિમિત્તની આવશ્યકતા તો સ્વીકાર્ય છે જ. પણ નિમિત્ત કાંઈ કરી શકતું નથી ને !'

**દાદાશ્રી :** નિમિત્ત કંઈ નથી કરી શકતું એવું જો કદી હોય ને, તો પછી કશું ખોળવાનું જ ના રહ્યું ને ! પુસ્તક વાંચવાની જરૂર શી રહી ? દેરાસર જવાની જરૂર જ ક્યાં રહી ? કોઈ અક્કલવાળા કહે ને, કે 'સાહેબ, ત્યારે અહીં શું કરવા બેઠા છો ? તમારું અમને શું કામ છે ? પુસ્તકો શું કરવા છપાવ્યાં

છે ? આ મંદિર શેનાં સારુ બાંધ્યું છે ? કારણ કે નિમિત્ત કંઈ કરી શકતું જ નથી ને !' એવું કહેનાર કોઈ નીકળે કે ના નીકળે ?

આંધળો માણસ એવું કહે કે 'હું મારી આંખો બનાવીશ અને હું જોઈશ ત્યારે ખરો.' તે આપણે હસીએ કે ના હસીએ ? એવી આ બધી વાતો કરે છે. સ્કૂલમાં એક પ્રોફેસર છે. એમને છોકરાઓની જરૂર ખરી, પણ છોકરાઓને પ્રોફેસરની જરૂર નથી (!) શું એક નવો 'મેનીયા' ચાલ્યો છે ! જે નિમિત્ત કહેવાય, જ્ઞાની પુરુષ કે ગુરુ, એ બધાં નિમિત્ત કહેવાય, તેને ઊડાડી મૂકે છે !

'જ્ઞાની પુરુષ' નિમિત્ત છે અને તમારું ઉપાદાન છે. ઉપાદાન ગમે એટલું તૈયાર હશે, પણ 'જ્ઞાની પુરુષ'ના નિમિત્ત સિવાય કાર્ય નહીં થાય. કારણ કે આ એક જ કાર્ય એવું છે આધ્યાત્મિક વિદ્યા કે નિમિત્ત સિવાય પ્રગટ થાય નહીં. જો કે નિમિત્ત સિવાય પ્રગટ નહીં થાય એમ કહેવાનો મારો ભાવાર્થ છે. પણ તે નાઈન્ટી નાઈન પરસેન્ટ એમ જ છે. પણ એક ટકો એમાંય છૂટ હોય છે. નિમિત્ત વગરેય પ્રગટ થઈ જાય. પણ એ કંઈ કાયદામાં ના ગણાય, એ કાયદામાં લેવાય નહીં. કાયદામાં તો નિમિત્તથી જ પ્રગટ થાય. અપવાદ એ વસ્તુ જુદી છે. નિયમમાં હંમેશાં અપવાદ હોવો જ જોઈએ, એનું નામ નિયમ કહેવાય !

ત્યારે આમાં લોકો ક્યાં સુધી લઈ ગયા છે કે 'વસ્તુ બધી જુદી છે, એક વસ્તુ બીજી વસ્તુને કશું કામ કરી શકતી નથી.' તેની જોડે આ જોઈન્ટ કર્યું છે. એટલે પેલાને એમ જ લાગે છે કે બીજું કોઈ કોઈનું કરી શકતું નથી.

**પ્રશ્નકર્તા :** એ લોકો એમ જ કહે છે કે કોઈ કોઈનું કરી શકે નહીં.

**દાદાશ્રી :** હવે એ વાક્ય એટલું બધું ભયંકર ગુનેગારીવાળું વાક્ય છે.

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રમાં જે એમ કહ્યું છે કે કોઈ કોઈનું કરી શકે નહીં, તે શું છે ?

**દાદાશ્રી :** એ તો વાત જુદી છે. શાસ્ત્ર જુદું કહેવા માગે છે ને લોક સમજ્યા જુદું ! ચોપડવાની દવા પી જાય અને મરી જાય, એમાં કોઈ શું કરે ? એમાં ડૉક્ટરનો શો દોષ ?

કોઈ કોઈનું કરી શકે નહીં એવું હોય, તો તો વકીલો કામ જ ના લાગે ને ! આ ડૉક્ટરો કામ જ ના લાગે ને ! બૈરી કામ લાગે નહીં ને ! આ તો બધાય એકબીજાને કામ લાગે છે.

**પ્રશ્નકર્તા :** કોઈ કોઈનું કરી શકે નહીં, એ જે વાત લખી છે એ કયા સંદર્ભમાં લખી છે ?

**દાદાશ્રી :** એ તો નિશ્ચયમાં કહેલી છે, એ વાત વ્યવહારમાં નથી. વ્યવહારમાં લેવાદેવા છે જ બધાની જોડે અને નિશ્ચયમાં કોઈ કોઈનું કશું કરી શકતું નથી. એક તત્ત્વ બીજા તત્ત્વને કશી હેલ્પ કરતું નથી, એ પણ નિશ્ચયની વાત છે. પણ વ્યવહારથી બધું જ થાય છે. આ તો અવળાં વાક્ય સમજ પાડીને આ પબ્લિકને બહુ નુકસાન થયેલું છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ વસ્તુ જ સમજવા માગું છું.

**દાદાશ્રી :** એ તો કોઈ તત્ત્વ કોઈને હેલ્પ કશી કરતું નથી, નુકસાન કરી શકતું નથી, કોઈ તત્ત્વ ભેળું થતું નથી, એવું કહેવા માગે છે. તેને બદલે એ વાત લોકો વ્યવહારમાં ખેંચી લાવ્યા. બાકી, વ્યવહારમાં તો વહુ વગર ના ચાલે, વહુને ધણી વગર ના ચાલે. વ્યવહાર બધો પરાશ્રિત છે, નિશ્ચય પરાશ્રિત નથી. નિશ્ચય સ્વાશ્રિત છે. હવે વ્યવહારમાં પેલો નિશ્ચય લાવે તો શી દશા થાય ?

## 'ખોટા'નું જ્ઞાન જરૂરી

આપને સમજાય છે આ વાત ? મારી વાત ખરી નથી કરાવવી. આ તમને ખરી લાગે તો સ્વીકારજો. હું કોઈ વાત ખરી કરાવવા માંગતો જ નથી. આપને ઠીક લાગે તો સ્વીકારો ને ના સ્વીકારો તો એય મને વાંધો નથી. મારે તો કોઈ પણ સંજોગોમાં સત્ય બોલવું જોઈએ. નહીં તો આવું બધું જ આ લોકોએ ચલાવી દીધું છે ને !

**પ્રશ્નકર્તા :** પણ આ તો એમનો વ્યુ પોઈન્ટ છે ને ?

**દાદાશ્રી :** એ બરોબર છે. પણ આ સત્ય જો હું ઓપન નહીં કરું તો લોક તો આ સત્યને ઢાંકવા ફરે છે અને આ સત્ય કોઈ હિંમતભેર બોલી શકતો નથી. 'આ ખોટું છે' એવું લાગ્યું કે ના લાગ્યું ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** ખોટાનું જ્ઞાન થવું જોઈએ. એક ભાઈએ મને કહ્યું કે, 'આ ખોટું છે' એવું મને જ્ઞાન થઈ ગયું. મારે તો આટલું જ જોઈતું હતું. કારણ કે આ તો અદબદ રહે, શંકા રહે કે આયે થોડું સાચું છે ને આયે થોડું સાચું છે. ત્યાં સુધી તો આમાં કંઈ સ્વાદ નહીં કાઢો. 'આ ખોટું છે' એવું જ્ઞાનથી લાગવું જોઈએ, ત્યાર પછી સારું ચાલે !

એવું છે ને, આ કોઈ બોલે નહીં ને બધાય ચલાવ્યે રાખે. મારા જેવા 'જ્ઞાની પુરુષ' ચોખ્ખું બોલી શકે અને જેમ છે તેમ અમારાથી બોલાય.

## છે 'નિમિત્ત', છતાં 'સર્વસ્વ' જ

પૂછો બધું, બધું પૂછાય. દરેક પ્રશ્નો પૂછાય. ફરી આ સંજોગ બાઝશે નહીં. માટે બધું પૂછો. પ્રશ્નો સારા છે અને આ બધું બહાર પડે તેમ લોકો જાણે ને ! અમે ઠેઠ સુધીની વાત કરીશું. તમે પૂછો એટલે અમે જવાબ આપીએ.

**પ્રશ્નકર્તા :** એમ પણ કહેવાય છે કે જ્ઞાન ગુરુથી પણ ન થાય ને ગુરુ વગર પણ ન થાય. એ સમજાવો.

**દાદાશ્રી :** વાત તો ખરી છે ને ! જો કદી ગુરુ એમ કહે કે 'મારે લીધે થયું' તો ખોટી વાત છે અને પેલો કહે કે 'ગુરુ વગર થયું' તો એય ખોટી વાત છે. અમે શું કહ્યું છે ? કે આ તમારું જ તમને આપીએ છીએ. અમારું કશું આપતાં જ નથી.

**પ્રશ્નકર્તા :** આમાં આપ નિમિત્ત તો ખરાં ને ?

**દાદાશ્રી :** હા, નિમિત્ત તો ખરું ને ! અમે તો પોતે જ તમને કહીએ છીએ ને, કે અમે તો નિમિત્ત છીએ. ખાલી નિમિત્ત ! પણ તમે નિમિત્ત માનો તો તમને નુકસાન થશે. કારણ કે ઉપકારી ભાવ જતો રહે. જેટલો ઉપકારી ભાવ એટલું પરિણામ વધારે પામે. ઉપકારી ભાવને ભક્તિ કહી છે.

**પ્રશ્નકર્તા :** આપને નિમિત્ત માનીએ તો ઉપકારી ભાવ જતો રહે, એ ના સમજાયું.

**દાદાશ્રી :** અમે તો તમને કહીએ છીએ કે અમે નિમિત્ત છીએ. પણ જો તમે નિમિત્ત માનો તો તમને લાભ ના મળે. તમે ઉપકાર માનો તો પરિણામ પામે. એ નિયમ છે આ દુનિયાનાં. પણ આ નિમિત્ત એવાં છે કે મોક્ષે લઈ જનારા નિમિત્ત છે. માટે મહાન મહાન ઉપકાર માનજો. ત્યાં અર્પણ કરવાનું કહ્યું છે. ઉપકાર માનવાનું એકલું નહીં, પણ આખું મન-વચન-કાયા અર્પણ કરજો. સર્વસ્વ અર્પણ કરતાં વાર ના લાગે એવો ભાવ આવવો જોઈએ.

વીતરાગોએ પણ કહેલું કે જ્ઞાની પુરુષ તો એમ બોલે કે 'હું તો નિમિત્ત છું.' પણ મુમુક્ષુએ પોતે 'એ નિમિત્ત છે' એવું ના માનવું. મુમુક્ષુએ નિમિત્ત ભાવ દેખાડવો ના જોઈએ કોઈ દહાડો કે 'ઓહો, તમે તો નિમિત્ત છો. એમાં તમે શું કરવાના છો ?' 'એ જ અમારા સર્વસ્વ છે' એવું બોલવું. નહીં તો આ વ્યવહાર ચૂક્યા કહેવાય. તમારે તો 'એ જ મોક્ષે લઈ જનારા છે' એમ કહેવું. અને જ્ઞાની પુરુષ એમ કહે કે 'હું નિમિત્ત છું.' આમ બેઉનો વ્યવહાર કહેવાય છે.

એટલે વસ્તુસ્થિતિમાં આ આટલો સહેલો માર્ગ છે, સમભાવી છે, કશું ઉપાધિરૂપ નથી અને પાછાં માર્ગ બતાવનારા અને કૃપા કરનારા પોતે શું કહે છે ? કે 'હું નિમિત્ત છું.' જો માથે પાઘડી પહેરતા નથી, નહીં ? નહીં તો કેટલો મોટો પાઘડો ઘાલીને ફર્યા કરે ! એટલે અમે આપનારેય નથી, નિમિત્ત છીએ. ડૉક્ટરને ત્યાં જઈએ ત્યારે તો રોગ કંઈક મટે અને સુથારને ત્યાં જઈએ તો રોગ મટે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એટલે જેનાં જેનાં નિમિત્ત છે ત્યાં જઈએ ત્યારે આપણું કામ થાય. એટલે ક્રોધ-માન-માયા-લોભ દૂર કરવા હોય, આ બધું અજ્ઞાન દૂર કરવું હોય તો જ્ઞાની પાસે જવું પડે.

## સત્ સાધન, સમાયા 'જ્ઞાની'માં

તેથી કહ્યું કે સત્સાધન જોઈએ. સત્સાધન એટલે શું ? સત્દેવ, સત્ધર્મ ને સદ્ગુરુ ! ખરેખર તો શાસ્ત્રેય સત્સાધન નથી, મૂર્તિ એય સત્સાધન નથી. જ્ઞાની પુરુષ એકલા જ સત્સાધન છે. એમાં બધું આવી ગયું. સત્દેવ, સદ્ગુરુ

ને સત્‌ધર્મ એ ત્રણેવ ભેગું થાય, એનું નામ જ્ઞાની પુરુષ ! જ્યારે વિધિ કરીએ ત્યારે એ સત્‌દેવ, બોલે ત્યારે સદ્‌ગુરુ અને સાંભળીએ ત્યારે સત્‌ધર્મ, ત્રણેય એનું એ જ ! એક જ આરાધવાનું, બીજી ભાંજગડ જ નહીં. નહીં તો ત્રણ આરાધવા પડે. અને આ તો એકમાં જ બધું આવી ગયું.

**પ્રશ્નકર્તા :** જૈનીઝમમાં ગુરુભાવ જેવું તો કંઈ છે જ નહીં.

**દાદાશ્રી :** ના, તમે કહો છો એવું નથી. બાકી દેવ, ગુરુ ને ધર્મ ઉપર તો એનું સ્થાપન જ છે. સત્‌દેવ, સદ્‌ગુરુ અને સત્‌ધર્મ એના પર એનો બધો આધાર છે. ભગવાન મહાવીરે, ચોવીસ તીર્થંકરોએ શું કહ્યું ? કે ગુરુ વગર તો આ દુનિયામાં ચાલે નહીં. માટે સત્‌દેવ, સદ્‌ગુરુ અને સત્‌ધર્મ આ ત્રણ સાથે હશે તો મોક્ષ થશે. એવું સાંભળવામાં આવ્યું છે થોડું ?

સત્‌ધર્મ એટલે ભગવાનનાં કહેલા શાસ્ત્રો-આગમો એ સત્‌ધર્મ ! સત્‌ધર્મ તો છે, ભગવાનનાં કહેલાં શાસ્ત્રો છે પણ ગુરુ વગર સમજણ કોણ પાડે ? ને સદ્‌ગુરુ તો, આપણા અહીં બધા સદ્‌ગુરુઓ હોય છે, તે પણ અત્યારે સદ્‌ગુરુઓ રહ્યા નથી. કારણ કે એમને આત્મજ્ઞાન નથી એટલે ! બાકી, સદ્‌ગુરુ તો જોઈએ જ. તમારે ત્યાં એ વહોરવા આવે ને તમારે ખાવાનું આપવાનું. એનાં બદલામાં તમારે ત્યાં ભણવા જવાનું. આવું ભગવાને ગોઠવેલું છે. દરેક માણસને, એંસી વર્ષનાં માણસનેય સદ્‌ગુરુ જોઈએ. ને સત્‌દેવ એટલે શું ? કે વીતરાગ ભગવાન. હવે એ હાજર ના હોય તો એમની મૂર્તિ રાખે. પણ સદ્‌ગુરુ તો હાજર જોઈએ. એમની મૂર્તિ ચાલે નહીં.

## મનથી માનેલું ના ચાલે

**પ્રશ્નકર્તા :** ગુરુ કરવા જોઈએ એ વાત સાચી. પણ આપણે મનથી કોઈને ગુરુ માની લઈએ તો ચાલે ?

**દાદાશ્રી :** કશું ચાલે નહીં. એને સામો કહેનાર જોઈએ કે તેં આ ભૂલ કરી છે અને જો મનથી માની લો, તો એવું છે ને, આ બૈરીને મનથી માની લો ને ! એક છોકરીને જોઈ અને પછી માની લો ને, કે હું પૈણી ગયો છું ! ને પછી ના પૈણે તો ચાલે ?

**પ્રશ્નકર્તા :** દાખલા તરીકે કોઈ ગુરુ પરદેશમાં જઈને કાયમ માટે વસી ગયા હોય અને અહીં આવવાના જ ના હોય ને મારે એમને ગુરુ માનવા હોય તો હું એમનો ફોટો રાખીને ગુરુ તરીકે ના માની શકું ?

**દાદાશ્રી :** ના. એમાં દહાડો વળે નહીં. ગુરુ તો રસ્તો બતાડે એ ગુરુ. ફોટો રસ્તો ના બતાડે, માટે એ ગુરુ કામના નહીં. આપણે માંદા થઈએ તો ડૉક્ટરનો ફોટો મૂકીએ અને એનું ધ્યાન કર્યા કરીએ તો રોગ મટી જાય ?

## 'આપના' ગુરુ કોણ ?

**પ્રશ્નકર્તા :** આપને જ્ઞાન પ્રગટ થયું તો આપે કોઈને ગુરુ કરેલા ?

**દાદાશ્રી :** કોઈ જીવતા ગુરુ તો મળ્યા નથી. ખરા ગુરુ કોને કહેવાય ? જીવતા મળે તો. નહીં તો ચિત્રપટ તો આ બધાં છે જ ને ! કૃષ્ણ ભગવાન જીવતા મળે તો કામના. નહીં તો ચિત્રપટ તો લોકોએ વેચેલું ને આપણે મઢાવેલું ! અમને આ ભવમાં ડીસાઈડેડ ગુરુ નથી થયા, કે આ જ ગુરુ છે. બાકી જે પ્રત્યક્ષ હોય ને એ પ્રત્યક્ષનું ધારણ કરે અને છ મહિના-બાર મહિના એ બેમાં ગુરુ-શિષ્યનો સંબંધ બંધાયો હોય, એને ગુરુ કહેવાય. અમારે એવો કંઈ સંબંધ બંધાયો નથી, પ્રત્યક્ષ કોઈ મળ્યા નથી.

કૃપાળુદેવ ઉપર ભાવ વધારે હતો. પણ એ પ્રત્યક્ષ નહોતા એટલે ગુરુ તરીકે સ્વીકાર ના કરું. હું ગુરુ તરીકે સ્વીકાર કોને કહું ? કે પ્રત્યક્ષ મને કહે, પ્રત્યક્ષ આદેશ આપે, ઉપદેશ આપે એને હું ગુરુ કહું. કૃપાળુદેવ જો એક પાંચ જ મિનિટ મળ્યા હોત મને, તો એમને મેં મારા ગુરુપદે સ્થાપન કરી દીધા હોત, એવું સમજાયેલું મને ! મેં ગુરુપદે કોઈનેય સ્થાપન કર્યા ન્હોતા. બીજા સંતોનાં દર્શન કર્યા હતા. પણ તે ગુરુપદે તો મારું અંતર ઠરે તો હું ગુરુ કરું, નહીં તો ગુરુ કરું નહીં. સંતો સાચા હતા, એ વાત ચોક્કસ. પણ આપણું દીલ ઠરવું જોઈએ ને !

## ઉપકાર, પૂર્વેના ગુરુઓનો

હવે, મારે આ ભવમાં ગુરુ નથી, એનો અર્થ એવો નથી કે ગુરુ ક્યારેય નહોતા.

**પ્રશ્નકર્તા :** તો ગયા ભવમાં તમારે ગુરુ હતા ?

**દાદાશ્રી :** ગુરુ વગર તો માણસ આગળ આવે જ નહીં. દરેક ગુરુ, ગુરુ વગર તો આગળ આવ્યા જ નથી હોતા. મારું કહેવાનું કે ગુરુ વગર તો કોઈ હતો જ નહીં.

**પ્રશ્નકર્તા :** ગયા અવતારે કોણ હતા આપના ગુરુ ?

**દાદાશ્રી :** એ બહુ સારા ગુરુ હશે. પણ અત્યારે શું ખબર પડે આપણને !

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રને પણ ગુરુ તો હતા જ ને ?

**દાદાશ્રી :** એમને આ ભવમાં ગુરુ મળ્યા નથી. એમણે એટલું લખ્યું છે કે જો અમને સદ્‌ગુરુ મળ્યા હોત તો એમની પાછળ પાછળ ચાલ્યા જાત ! પણ એમનું જ્ઞાન સાચું છે. એમને છેલ્લી દશામાં જે જ્ઞાન ઉત્પન્ન થયું, તે આત્મજ્ઞાન ઉત્પન્ન થયું.

**પ્રશ્નકર્તા :** આપને પણ જે જ્ઞાન થયું એ ગુરુ વગર જ થયું ને ?

**દાદાશ્રી :** એ પાછલો હિસાબ બધો કંઈક લઈને આવેલા. પાછળ ગુરુઓ મળેલા, જ્ઞાનીઓ મળેલા, તેમાંથી સામાન લઈને આવેલા અને કશાંક વાંકે અટકી ગયું હોય. એટલે આ અવતારમાં ગુરુ ના થયા, પણ ગયા અવતારના ગુરુ તો હશે ને ? ગયા અવતારમાં ગુરુ ભેગા થયા હશે ને આ અવતારમાં જ્ઞાન પ્રગટ થઈ ગયું !

પણ મને આ ભવમાં ખાતરી નહોતી કે આવું મોટું જ્ઞાન ઉત્પન્ન થશે. છતાં એ સુરતના સ્ટેશને એકદમ ભભૂક્યું. ત્યારે મને ખાતરી થઈ કે આ તો અજાયબ વિજ્ઞાન છે ! આ લોકોનું કંઈ પુણ્ય જાગ્યું હશે. નિમિત્ત તો કોઈને બનાવવો પડે ને ? હવે લોકોએ જાણ્યું કે આમને જ્ઞાન એમ ને એમ પ્રગટ થયું. પણ ના, આગલા અવતારમાં ગુરુ કરેલા, તેનું ફળ આવ્યું છે આ. એટલે ગુરુ વગર તો કશું વળે એવું નથી. ગુરુ પરંપરા ચાલુ જ રહેવાની.

## મહત્તા જ જીવંત ગુરુની

**પ્રશ્નકર્તા :** ગુરુ હયાત ના હોય તો પણ પોતાના શિષ્યને માર્ગદર્શન આપે કે નહીં ?

**દાદાશ્રી :** પ્રત્યક્ષ હોય તો જ કામના. પરોક્ષ તો કામના જ નહીં. સદેહે હાજર ના હોય એવા પરોક્ષ ગુરુ કશુંય હેલ્પ કરે નહીં. છતાં પરોક્ષ કઈ રીતે હેલ્પ કરે ? જે ગુરુ આપણને ભેગા થયા હોય ને દશ-પંદર વર્ષ આપણને લાભ આપ્યો હોય, આપણે એમની સેવા કરી હોય ને દશ-પંદર વર્ષ એકતા થઈ હોય, ને પછી ઓફ થઈ ગયા હોય તો કંઈક લાભ કરે. બાકી કશોય લાભ કરે નહીં, માથાફોડ કરે તોય !

**પ્રશ્નકર્તા :** તો જે ગુરુ આપણે જોયા ના હોય, તે કશું હેલ્પ કરે જ નહીં ?

**દાદાશ્રી :** એ બે આની હેલ્પ કરે. એકાગ્રતાનું ફળ મળે અને તેય ભૌતિક ફળ મળે. એનાં કરતાં અત્યારે 'ચાર આની ઓછા' વાળા હોય તે સારા.

**પ્રશ્નકર્તા :** જે ગુરુએ સમાધિ લીધી હોય, તે ગુરુ આપણને પછી મદદ કરે ?

**દાદાશ્રી :** જે ગુરુએ સમાધિ લીધી હોય, તે ગુરુનાં જીવતાં જ એમની જોડે આપણો સંબંધ થયેલો હોય, એમનો પ્રેમ જીતેલો હોય, એમની કૃપા મેળવેલી હોય, તો એ ગુરુ કાળ કરી જાય પછી એમની સમાધિ હોય તોય કામ થાય ને ! એક ફેરો ઓળખાણ થવી જોઈએ. જેણે જોયા ના હોય તેને કામ ના થાય, પછી એની પાછળ સમાધિ પર માથાં ફોડો તોય એમાં કશું વળે નહીં.

આ તો મહાવીરના ફોટા યે કશું કામ કરે નહીં ને કૃષ્ણ ભગવાનના ફોટા યે કશું કામ કરે નહીં. પ્રત્યક્ષ હોય તો જ કામ કરે. કેટલાંય અવતારથી કૃષ્ણ ભગવાનને ભજે છે, લોક મહાવીરને ભજે છે. લોકોએ કંઈ ઓછું કર્યું છે ? ભજી ભજીને થાકી ગયાં. રોજ દેરાસર ગયા તોય પણ જો ધર્મધ્યાન બંધાતું નથી ! પાછું આમાંય મુદત હોય છે. આ દવાઓનીય મુદત નાખેલી હોય છે, તે તમે જાણો છો ને ? એક્સપાયરી ડેટ ! એવું આમાં પણ હોય છે. પણ લોકો તો જે ગયા એમનાં જ નામ સમજ્યા વગર ગા ગા જ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** જીવંત ગુરુની આટલી બધી અપેક્ષા કેમ રહેતી હશે ?

**દાદાશ્રી :** જીવંત ગુરુ ના હોય તો કશું થાય નહીં, કંઈ વળે નહીં. ફક્ત એનાથી ભૌતિક લાભ થાય. કારણ કે એટલો ટાઈમ સારા કામમાં રહ્યો. એ બદલ લાભ થાય. ગુરુ અહીં જાતે હોય તો જ એ તમારા દોષ કાઢી આપે, તમારા દોષ દેખાડે. પોતાની બધી ભૂલો પોતાને દેખાય, ત્યાર પછી એને ગુરુ ના જોઈએ. અમારી ભૂલો અમને દેખાતી હોય એટલે અમારે એકલાને જ ગુરુની જરૂર ના પડે, આખી દુનિયામાં. બાકી બધાને ગુરુ જોઈએ. અને જે ગયા તેની પાછળ તમે ગાયા જ કરો ને, કશું વળે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે ગુરુ તરીકે મૂર્તિ કે ફોટો હોય તોય ના ચાલે !

**દાદાશ્રી :** કશુંય ચાલે નહીં. એ ચિત્રપટ સહી કરે નહીં. આજે આ ઈન્દિરા ગાંધીનો ફોટો લઈને આપણે બેસીએ તો સહી થાય ખરી ? એટલે આજે જે જીવતા છે એ જ જોઈએ. એટલે આજ ઈન્દિરા કશું હેલ્પ નહીં કરે કે જવાહર કશું હેલ્પ નહીં કરે. અત્યારે તો હાજર જે છે, તે હેલ્પ કરશે. બીજા કોઈ હેલ્પ નહીં કરે. હાજર હશે એની સહી ચાલશે. આખી સહી નહીં હોય અને ખાલી ઈનિશ્યલ્સ હશે તોય ચાલશે. અને ઈન્દિરાની આખી સહી હશે તોય નહીં ચાલે.

## મૂર્તિ, એય પરોક્ષ ભક્તિ

**પ્રશ્નકર્તા :** એક સંત કહે છે કે આ જે જડ વસ્તુઓ છે, મૂર્તિ-ફોટા, એનું અવલંબન લેવાનું ના હોય. તમારી નજર સામે જીવતા દેખાય, તેનું અવલંબન લો.

**દાદાશ્રી :** એ તો ખરું કહે છે આ કે જો જીવતો ગુરુ સારો મળે તો આપણને સંતોષ થાય. પણ ગુરુનું ઠેકાણું ના પડે ત્યાં સુધી મૂર્તિનાં દર્શન કરવાં. મૂર્તિ એ પગથિયું છે, છોડશો નહીં. જ્યાં સુધી અમૂર્ત પ્રાપ્ત ના થાય ત્યાં સુધી મૂર્તિ છોડશો નહીં. મૂર્તિ હંમેશાં મૂર્તને આપશે. મૂર્તિ અમૂર્તને આપે નહીં. પોતાનો જે ગુણધર્મ હોય તે જ બજાવે ને ! કારણ કે મૂર્તિ એ પરોક્ષ ભક્તિ છે. આ ગુરુ એય પરોક્ષ ભક્તિ છે. પણ ગુરુમાં જલ્દી પ્રત્યક્ષ ભક્તિ થવાનું સાધન છે. જીવંત મૂર્તિ છે એ. એટલે પ્રત્યક્ષ હોય ત્યાં આગળ જજે.

ભગવાનની મૂર્તિનાંય દર્શન કરજો, દર્શન કરવામાં વાંધો નહીં. એમાં આપણી ભાવના છે અને પુણ્યૈ બંધાય છે. એટલે મૂર્તિનાં દર્શન કરીએ તો ચાલે આપણું. પણ મૂર્તિ બોલે નહીં આપણી જોડે કશું. કહેનાર તો જોઈએ ને, કંઈ ? કોઈ કહેનાર ના જોઈએ ? એવા કોઈ ખોળી કાઢ્યા નથી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો ક્યારે ખોળી કાઢશો હવે ?

## સ્વચ્છંદ રોકાય, પ્રત્યક્ષ આધીન જ

તેથી કહેલું ને, કે સજીવન મૂર્તિ વગર એકલો ના પડી રહીશ. કોઈ સજીવન મૂર્તિ ખોળી કાઢજે, ને ત્યાં પછી પાસે બેસજે. તારા કરતાં કંઈક બે આની એ સારા હોય, તું બાર આની હોય તો ચૌદ આની મૂર્તિ પાસે બેસજે. જે થઈ ગયા, એ દોષ દેખાડવા આજે આવે નહીં. સજીવન હોય તે જ દોષ દેખાડે.

તેથી કૃપાળુદેવે કહ્યું ને, 'સજીવન મૂર્તિના લક્ષ વગર જે કંઈ પણ કરવામાં આવે છે, તે જીવને બંધન છે. આ અમારું હૃદય છે.' આ એક જ વાક્ય ઈટસેલ્ફ બધું સમજાવી દે છે. કારણ કે સજીવન મૂર્તિ વગર જે પણ કંઈ કરો એ સ્વચ્છંદ છે. પ્રત્યક્ષ જો હાજર હોય તો જ સ્વચ્છંદ રોકાય. નહીં તો સ્વચ્છંદ કોઈનો રોકાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ પ્રત્યક્ષ સદ્ગુરુ યોગ ના હોય તો પછી જે સદ્ગુરુઓ થઈ ગયા છે, એમનાં જે વચનો હોય, એનો આધાર લઈને જીવ પુરુષાર્થ કરે તો એને સમકિત પ્રાપ્ત થાય, એમ પણ કહ્યું છે. એ વાત સત્ય છે કે નહીં ?

**દાદાશ્રી :** એ તો કરે જ છે ને ! અને સમકિત થાય ત્યારે તો તાવ ઉતરી ગયેલો ખબર પડશે ને ! સમકિત થાય તો તાવ ઉતરી ગયેલો ખબર ના પડે ? તાવ ચઢેલી સ્થિતિ અને તાવ ઉતરેલી સ્થિતિમાં ખબર પડે કે ના પડે ? દૃષ્ટિફેર થઈ કે નહીં એ ખબર ના પડે ? સમકિત એટલે દૃષ્ટિફેર ! વખતે એક્સેપ્શન, કોઈને અપવાદ થાય. પણ આપણે અહીં અપવાદની વાત નથી કરતા. બધા આપણે તો સામાન્ય રીતે વાત કરીએ છીએ.

**પ્રશ્નકર્તા :** સદ્ગુરુનાં જે વચનો છે, એનો આધાર લઈને કંઈ પુરુષાર્થ કરવામાં આવે તો માણસ પામી શકે ને ?

**દાદાશ્રી :** કશું વળે નહીં ને ! તો તો કૃપાળુદેવનું વાક્ય કાઢી નખાવડાવો કે 'સજીવન મૂર્તિના લક્ષ વગર જે કંઈ પણ કરવામાં આવે છે, તે જીવને બંધન છે. આ અમારું હૃદય છે.' કેવડું મોટું વાક્ય છે ! છતાં લોકો જે કરે છે એ ખોટું નથી. 'આ તમે કરો છો એ ખોટું છે, એનાથી મોક્ષ નહીં મળે' એમ આપણે કહીએ તો એ બીજે રમી રમવા જતો રહેશે, ઊંધે રસ્તે જતો રહેશે. એનાં કરતાં આ કરે છે એ સારું છે. પણ કૃપાળુદેવના કહેવા પ્રમાણે ચાલો. પ્રત્યક્ષ સદ્ગુરુ ખોળો !

એટલે કૃપાળુદેવે બહુ ઠોકી ઠોકીને કહે કહે કર્યું છે કે ભઈ, સજીવન મૂર્તિ વગર કશું ના કરીશ. એ સ્વચ્છંદ છે, નર્યો સ્વચ્છંદ છે ! જે પોતાનાં જ ડહાપણથી આગળ ચાલી રહ્યો છે, તે મોક્ષ તો કોઈ દહાડોય ના પામે. કારણ કે માથે કોઈ ઉપરી નથી. માથે કોઈ ગુરુ કે જ્ઞાની ના હોય ત્યાં સુધી શું કહેવાય ? સ્વચ્છંદ ! જેનો સ્વચ્છંદ રોકાય એનો મોક્ષ થાય. એમ ને એમ મોક્ષ ના થાય.

સહુથી સારામાં સારું તો ગુરુને પૂછવું જોઈએ. ગુરુ તો આ વખતમાં ક્યાંથી એવા લાવે ? તો એના કરતાં ગમે તે એક માણસને ગુરુ કરવો, તો પણ ચાલે. તમારા કરતાં મોટાં હોય અને તમારું ધ્યાન રાખતા હોય ને તમને થાય કે 'મારું દીલ અહીં ઠરે છે' તો ત્યાં બેસી જજો અને સ્થાપના કરી દેજો. વખતે એક-બે ભૂલ એમની હોય તો નભાવી લેજો. તમે આખા ભૂલવાળા ભર્યા છો ને એમની તો એક-બે ભૂલ હોય, તેમાં તમે શું કરવા ન્યાયાધીશ થાવ છો ? તમારાથી મોટા છે, તો તમને ઉંચે લઈ જશે જ. પોતે ન્યાયાધીશ થાય એ ભયંકર ગુનો છે.

જ્યાં સુધી સમ્યક્દર્શન થાય નહીં ત્યાં સુધી સ્વચ્છંદ જાય નહીં. અગર તો કો'ક ગુરુના આધીન વર્તતા હોય તો એનો છૂટકારો થાય. પણ તદ્દન આધીન, સર્વાધીનપણે વર્તતો હોય તો ! ગુરુને આધીન રહેતો હોય એની તો વાત જ જુદી છે. ભલે ગુરુ મિથ્યાત્વી હશે તેનો વાંધો નથી. પણ શિષ્ય ગુરુના આધીન, સર્વાધીન રહે તો એનો સ્વચ્છંદ જાય. કૃપાળુદેવે તો બહુ સાચું લખ્યું છે, પણ હવે એય સમજાવું મુશ્કેલ છે ને ! જ્યાં સુધી સ્વચ્છંદ જાય નહીં,

ત્યાં સુધી શી રીતે સમજાય તે ? અને સ્વચ્છંદ જવો સહેલી વસ્તુ છે ?

**પ્રશ્નકર્તા :** એ તો જ્ઞાની ન મળે ત્યાં સુધી સ્વચ્છંદ જાય જ નહીંને !

**દાદાશ્રી :** ના, ગાંડોઘેલોય પણ ગુરુ માથે રાખ્યો હોય અને શિષ્ય પોતાનો શિષ્યપણાનો વિનય આખી જિંદગી ક્યારેય ના ચૂકે તો એનો સ્વચ્છંદ ગયો કહેવાય. ગુરુના સામા થઈને આ લોકોએ ગાળો ભાંડી છે. મનુષ્યનું એવું ગજું નથી કે એ વિનય ચૂક્યા વગર રહે. કારણ કે સહેજ અવળું-હળવું દેખે કે બુદ્ધિ ગાંડા કાઢે જ !

માથે જ્ઞાની ના મળે તો ગુરુ યે જોઈએ. નહીં તો માણસ સ્વચ્છંદે વિહાર કર્યા કરે. આ પતંગનો દોર છોડી દઈએ પછી પતંગની શી દશા થાય ?

**પ્રશ્નકર્તા :** ગુલાંટ ખાય.

**દાદાશ્રી :** હા, તે પતંગનો દોર છોડ્યા જેવું છે. જ્યાં સુધી આત્મા હાથમાં આવ્યો નથી ત્યાં સુધી પતંગનો દોર છૂટો છે. તમને સમજાયું ને ?

## જોવાથી શિશ ઝૂકી જાય

**પ્રશ્નકર્તા :** હા, ગુરુ કરવા જ જોઈએ. ગુરુ વગર જ્ઞાન ના મળે, એ સિદ્ધાંત બરોબર છે.

**દાદાશ્રી :** બરોબર છે. હવે 'ગુરુ' એ વિશેષણ છે. 'ગુરુ' શબ્દ જ ગુરુ નથી. 'ગુરુ'ના વિશેષણથી ગુરુ છે, કે આવા વિશેષણવાળા હોય તો એ ગુરુ અને આવા વિશેષણવાળા હોય તો ભગવાન !

**પ્રશ્નકર્તા :** સાચા ગુરુનાં લક્ષણ ક્યાં ?

**દાદાશ્રી :** જે ગુરુ પ્રેમ રાખે, જે ગુરુ આપણા હિતમાં હોય, એ જ સાચા ગુરુ હોય. આવાં સાચા ગુરુઓ ક્યાંથી મળે ! ગુરુને આમ જોતાં જ આપણું આખું શરીર આમ વિચાર્યા વગર જ નમી જાય.

તેથી લખ્યું છે ને,

*'ગુરુ તે કોને કહેવાય, જેને જોવાથી શિશ ઝુકી જાય.'*

જોતાંની સાથે જ આપણું મસ્તક નમી જાય, એનું નામ ગુરુ. એટલે ગુરુ હોય તો વિરાટ સ્વરૂપ હોવા જોઈએ. તો આપણી મુક્તિ થાય, નહીં તો મુક્તિ ના થાય.

## ગુરુ આંખમાં સમાય એવા

**પ્રશ્નકર્તા :** ગુરુ કોને કરવા, એય પ્રશ્ન છે ને ?

**દાદાશ્રી :** જ્યાં આપણું દીલ ઠરે તો એમને ગુરુ કરવા. દીલ ના ઠરે ત્યાં સુધી ગુરુ કરવા નહીં. એટલે અમે શું કહ્યું કે ગુરુ જો કરે તો આંખમાં સમાય એવા કરજે.

**પ્રશ્નકર્તા :** 'આંખમાં સમાય એવા' એટલે શું ?

**દાદાશ્રી :** આ લોક પૈણે છે તે છોકરીઓ જો જો કરે છે, તે શું જુએ છે એ ? છોકરી આંખમાં સમાય એવી ખોળે છે. જો જાડી હોય તો એનાં વજનમાં જોર લાગે, આંખમાં જ જોર પડે, વજન લાગે ! પાતળી હોય તો એને દુઃખ થાય, આંખમાં જોતાં જ સમજાય. તે 'ગુરુ આંખમાં સમાય એવા' એટલે શું ? કે આપણી આંખને બધી રીતે ફીટ થાય, એમની વાણી ફીટ થાય, એમનું વર્તન ફીટ થાય, એવા ગુરુ કરજે !

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે. એવા ગુરુ હોય તો જ એને આશ્રિતપણું રહે એમનું.

**દાદાશ્રી :** હા, જો ગુરુ કદી આપણને દિલમાં વસે એવા હોય, એમની કહેલી વાત આપણને બધી ગમતી હોય, તો એમનો એ આશ્રિત થઈ જાય. પછી એને દુઃખ ના હોય. ગુરુ, એ તો બહુ મોટી વસ્તુ છે. આપણું દિલ ઠરે એવું લાગવું જોઈએ, આપણને જગત ભૂલાવડાવે એને ગુરુ કરવા. જોતાંની સાથે આપણે જગત ભૂલી જઈએ, જગત વિસ્મૃત થઈ જાય આપણને, તો તેને ગુરુ કરવા. નહીં તો ગુરુનું માહાત્મ્ય જ ના હોય ને !

## એ કિલ્લી સમજી લેવી

ગુરુનું માહત્મ્ય બહુ છે. પણ આ તો કળિયુગને લીધે આ બધું આવું

થઈ ગયું છે. આ તો દુષમકાળને લીધે ગુરુઓમાં બરકત રહી નથી. વેજીટેબલ ઘી જેવા ગુરુ થઈ ગયા છે. એટલે કામ નથી થતું ને ! અને બધાય ગુરુઓ ગુરુકિલ્લી વગર ફર્યા કરે છે. હા, તે એક જણ તો મને કહે છે, 'તમે તો અમારા ગુરુ કહેવાઓ.' મેં કહ્યું, 'ના ભઈ, મને ગુરુ ના કહીશ. મને ગમતું નથી. ગુરુ, એનો અર્થ શું ? બહાર પૂછી આવ બધે.' ગુરુનો અર્થ ભારે કે હલકો ?

**પ્રશ્નકર્તા :** ભારે.

**દાદાશ્રી :** તો ભારે એટલે અવશ્ય ડૂબે. એ તો ડૂબે તો ડૂબે, પણ એની પર બેઠાં હોય તે બધાની જળસમાધિ થયેલી. આ જગતમાં એ જ થઈ રહ્યું છે. એટલે મને ગુરુ ક્યાં કરો છો ! એટલે ગુરુને આપણે પૂછવું જોઈએ કે 'હે ગુરુ મહારાજ, આપની પાસે ડૂબાય નહીં એવી ગુરુકિલ્લી છે ? આપ ભારે છો એટલે ડૂબ્યા વગર રહેશો નહીં અને અમનેય ડૂબાડશો. તો આપની પાસે ગુરુકિલ્લી છે ? આપ ડૂબો એવા નથી ને ? તો હું તમારી જોડે બેસું.' એ 'હા' કહે તો બેસવું.

**પ્રશ્નકર્તા :** કોઈ એવું તો કહે જ નહીં ને, કે હું ડૂબું એવો છું ?

**દાદાશ્રી :** હા, પણ આપણે કહીએ ને, કે 'તમારામાં સાહેબ, અક્કલ જરા ઓછી છે.' એટલું કહીએ એટલે તરત ખબર પડી જાય કે આ ડૂબે એવા છે કે નહીં તે !

નહીં તો ગુરુકિલ્લી વગરનાં બધા ગુરુ ડૂબ્યા. તે ડૂબ્યા, પણ બધા શિષ્યોનેય ડૂબાડ્યા. પાછું ક્યાં જશે તેનું ઠેકાણું નથી. ગુરુ પાસે ગુરુકિલ્લી હોય તો એ ના ડૂબે. કારણ કે પહેલાંના વખતમાં ગુરુઓના ગુરુ હોય ને, તે પરંપરાથી કૂંચી આપતા જાય. પોતાના શિષ્યોને શું કહે ? તમે ગુરુ થજો, પણ 'આ' ગુરુકિલ્લી પાસે રાખજો. તો ડૂબશો નહીં ને ડૂબાડશો નહીં. તે અત્યારે આ ગુરુઓને પૂછું છું કે 'કિલ્લી છે કશી ?' 'એ શાની કિલ્લી ?' ત્યારે આ તો રખડી મર્યા ! ના બેસવા દઈશ ઉપર કોઈને. આ ગુરુકિલ્લી તો ભૂલી ગયા. ગુરુકિલ્લીનું જ ઠેકાણું નથી. આ કળિયુગ છે માટે ડૂબે, સત્‌યુગમાં નહોતું ડૂબતું.

**પ્રશ્નકર્તા :** પણ ગુરુ તો તારણહાર હોય, તે ડૂબાડે નહીં.

**દાદાશ્રી :** ના, પણ એની પાસે ગુરુકિલ્લી હોય તો એ તરે ને બીજાને તારે. અને ગુરુકિલ્લી નહીં હોય ને, તો તું લાંબો થઈ જઈશ. લોક તો વાહ વાહ કરે જ ને, પણ પછી એ ગુરુનું મગજ ફાટે. મગજની નસ તૂટી જાય પછી. આ મને શું વાહ વાહ ના કરે લોકો ? એટલે ગુરુકિલ્લી હોય તો કામનું છે. ગુરુકિલ્લી એટલે એવું કંઈક પોતાની પાસે સાધન હોય કે જે કિલ્લી ડૂબવા ના દે. એ કિલ્લી નામની સમજણ છે, ને ગુરુઓ ખાનગી-પ્રાઈવેટલી આપે છે. જે મહાન ગુરુઓ છે, જ્ઞાની પુરુષો, એ પ્રાઈવેટલી આપે કે તમે આ રીતે તમારા શિષ્યો જોડે કામ લેશો તો તમે ડૂબશો નહીં ને બીજા ડૂબશે નહીં.

**પ્રશ્નકર્તા :** ગુરુ થવા માટે ગુરુકિલ્લી જોઈએ, તો એ ગુરુકિલ્લી શું છે ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ એને એવી સમજણ પાડી દે કે 'તું આમ છે ને આ બધું આમ છે. તું આ ગુરુ થઈ બેઠો નથી. નામધારી ગુરુ થઈ બેઠો છે. તું અનામી છે. તું લઘુતમ રહીને ગુરુતા કરજે, તો તું તરીશ અને બીજા લોકોને તારીશ.' આ તો ગુરુકિલ્લી એમની પાસે છે નહીં ને ગુરુ થઈ બેઠા છે. ગુરુકિલ્લી 'જ્ઞાની' પાસે સમજી લેવી જોઈએ. 'જ્ઞાની પુરુષ' પાસેથી ગુરુકિલ્લી લઈ આવવી જોઈએ, તો એની સેફસાઈડ.

એટલે લોકો અમને કહે છે કે, 'તમે શું છો ?' મેં કહ્યું, 'હું તો લઘુતમ પુરુષ છું. મારાથી આ દુનિયામાં કોઈ નાનો જીવ જ બીજો નથી.' હવે લઘુતમ પુરુષ કોઈ જગ્યાએ ડૂબે ?

**પ્રશ્નકર્તા :** ના ડૂબે.

**દાદાશ્રી :** લઘુતમ ! એટલે ખાલી સ્પર્શ થાય, પણ ડૂબે નહીં. અને મારી જોડે બેઠાં તેય ના ડૂબે. કારણ કે જ્ઞાની પુરુષ પોતે લઘુતમ હોય અને તરણતારણહાર થયેલા હોય, પોતે તર્યા છે ને અનેક લોકોને તારવાને સમર્થ હોય.

## ફેર, ગુરુ અને જ્ઞાનીમાં

**પ્રશ્નકર્તા :** ગુરુ અને જ્ઞાની પુરુષ એ બેનો તફાવત સમજાવો.

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ અને ગુરુમાં તો બહુ ફેર ! હંમેશાં ગુરુ સંસારને માટે જ કરવામાં આવે છે. મુક્તિ માટે તો જ્ઞાની પુરુષ સિવાય મુક્તિ જ નથી. ગુરુ તો આપણને સંસારમાં આગળ લઈ જાય ને પોતે જેવા છે એવા આપણને બનાવી દે. એથી આગળનું ના આપી શકે. અને મુક્તિ તો જ્ઞાની પુરુષ આપે. માટે વ્યવહારમાં ગુરુની જરૂર છે અને નિશ્ચયમાં જ્ઞાની પુરુષની જરૂર છે. બન્નેની જરૂર છે.

ગુરુ તો શું કરતા જાય ? પોતે આગળ ભણતા જાય અને પાછળવાળાને ભણાવતા જાય. ને હું તો જ્ઞાની પુરુષ છું, ભણવું-ભણાવવું એ મારો ધંધો ન્હોય. હું તો, તમારે મોક્ષ જોઈતો હોય તો બધો ઊકેલ લાવી આપું, દૃષ્ટિ ફેરવી આપું. અમે તો, જે સુખ અમે પામ્યા છીએ તે સુખ એને પમાડીએ અને ખસી જઈએ.

ગુરુ જ્ઞાન આપે અને જ્ઞાની પુરુષ વિજ્ઞાન આપે. જ્ઞાન સંસારમાં પુણ્યૈ બંધાવે, રસ્તો બતાવડાવે બધો. વિજ્ઞાન મોક્ષે લઈ જાય. ગુરુ તો એક જાતના માસ્તરો કહેવાય. પોતે કંઈક નિયમ લીધેલા હોય અને વાણી સારી હોય તો સામાને નિયમમાં લાવી નાખે. બીજું કશું ધોળે નહીં. પણ તેથી સંસારમાં એ માણસ સુખી થાય. કારણ કે એ નિયમમાં આવ્યો એટલે. અને જ્ઞાની પુરુષ તો મોક્ષે લઈ જાય. કારણ કે મોક્ષનું લાયસન્સ એમની પાસે છે.

સાંસારિક ગુરુ હોય તેનો વાંધો નથી. સાંસારિક ગુરુ તો રાખવા જ જોઈએ, કે જેને આપણે ફોલો થઈએ. પણ જ્ઞાની, એ તો ગુરુ ના કહેવાય. જ્ઞાની તો પરમાત્મા કહેવાય, દેહધારીરૂપે પરમાત્મા ! કારણ કે દેહના માલિક ના હોય એ પોતે. દેહના માલિક ના હોય, મનના માલિક ના હોય, વાણીના માલિક ના હોય.

ગુરુને તો જ્ઞાની પુરુષની પાસે જવું પડે. કારણ કે ગુરુની અંદર ક્રોધ-માન-માયા-લોભની નબળાઈઓ હોય, અહંકાર ને મમતા હોય. આપણે કશુંક (ચીજવસ્તુ) આપીએ તો એ ધીમે રહીને મહીં મૂકાવડાવે. અહંકાર ને મમતા, જ્યાં જુઓ ત્યાં હોય જ ! પણ લોકોને ગુરુઓનીય જરૂર ખરીને !

## અનાસક્ત ગુરુ કાળના

**પ્રશ્નકર્તા :** એટલે આસક્તિ વગરના ગુરુ જોઈએ, એવો અર્થ થયો ને ?

**દાદાશ્રી :** હા, આસક્તિ વગરના જોઈએ. આસક્તિવાળા હોય, ધનની આસક્તિ હોય કે બીજી આસક્તિ હોય, એ શું કામના ? આપણને જે રોગ છે, એનેય એ રોગ છે, બેઉ રોગી. દવાખાનામાં જવું પડે ! એ મેન્ટલ હોસ્પીટલના દર્દી કહેવાય. કોઈ જાતની આસક્તિ ના હોય, તો એવા ગુરુ કરેલા કામના.

રોજ ભજિયાં ખાતો હોય કે લાડવા ખાતો હોય તોય વાંધો નથી, આસક્તિ છે કે નહીં એટલું જ જોઈ લેવાનું. અરે, કોઈ એકલું દૂધ પીને રહેતા હોય, પણ આસક્તિ છે કે નહીં એટલું જ જોવાનું. આ તો બધા ગુરુઓએ જાતજાતના ચાળા દેખાડેલા. 'હમ યે નહીં ખાતા, હમ વો નહીં ખાતા !' મેલને, પૂળો. ખા ને, અહીંથી. ખાવાનું નથી મળતું કે નથી ખાતો ? આ તો લોકોની પાસે ચાળા દેખાડવા છે. આ તો એક જાતનું બોર્ડ છે કે 'હમ યે નહીં ખાતા, હમ યે નહીં કરતા.' આ તો લોકોને પોતાની તરફ ખેંચવાનાં બોર્ડ રાખ્યાં છે. આવાં બહુ બોર્ડ મેં જોયાં હિન્દુસ્તાનમાં. બાકી આસક્તિ વગરનાં ગુરુ જોઈએ. પછી એ ખાતો હોય કે ના ખાતો હોય, આપણે એ જોવાની જરૂર નથી.

જેને કિંચિત્‌માત્ર આસક્તિ હોય, તે ગુરુ કરેલા કામમાં લાગશે નહીં. આ આસક્તિવાળા ગુરુ મળવાથી તો બધું જગત અથડાઈ મર્યું છે. આસક્તિનો રોગ ના હોય ત્યારે ગુરુ કહેવાય. કિંચિત્‌માત્ર આસક્તિ ના હોવી જોઈએ.

## ક્યાં સુધીની કચાશ નભાવાય ?

**પ્રશ્નકર્તા :** ગુરુની ગતિ ગહન હોય છે, એટલે એનો પૂર્વ પરિચય થાય ત્યારે સમજણ પડે. નહીં તો બાહ્ય આડંબરથી ખબર ના પડે.

**દાદાશ્રી :** દસ-પંદર દહાડા જોડે રહો ત્યારે ચંચળતા માલમ પડે અને જ્યાં સુધી એ ચંચળ છે ને, ત્યાં સુધી આપણો દહાડો વળે નહીં. એ અચળ થયેલો હોવો જોઈએ.

બીજું, એમનામાં ક્રોધ-માન-માયા-લોભનું કંઈ પણ પરમાણુ ના રહેવું જોઈએ અગર તો થોડુંક કંઈક અંશે ઘટેલું હોય તો ચાલે, ચલાવી લેવાય. પણ એકદમ જોશબંધ હોય તો પછી આપણામાંય છે ને એનામાંય છે, પછી આપણી પાસે શું આવ્યું ? એટલે જે કષાયના ભરેલા છે, એમને ગુરુ કરાય નહીં. જરાક સળી કરો ને ફેણ માંડે, તો ગુરુ તરીકે રખાય નહીં એને. જે અકષાયી હોય અગર તો મંદ કષાયવાળો હોય, તો એ ગુરુ રખાય. મંદ કષાય એટલે વાળી લેવાય એવી દશા હોય, પોતાને ક્રોધ આવતાં પહેલાં ક્રોધ વાળી લે, એટલે પોતાના કંટ્રોલમાં આવેલા હોવા જોઈએ. તો એવા ગુરુ ચાલે. જ્યારે જ્ઞાની પુરુષમાં તો ક્રોધ-માન-માયા-લોભ હોય જ નહીં, એ પરમાણુ જ ના હોય. કારણ કે પોતે છૂટા રહે છે, આ દેહથી-મનથી-વાણીથી બધાંથી છૂટા રહે છે !

## સદ્ગુરુ કોને કહેવાય ?

**પ્રશ્નકર્તા :** હવે સદ્ગુરુ કોને કહેવો ?

**દાદાશ્રી :** એવું છે ને, સદ્ગુરુ કોને કહેવો એ બહુ મોટી મુશ્કેલી છે. સદ્ગુરુ કોને કહેવાય છે, શાસ્ત્રીય ભાષામાં ? કે સત્ એટલે આત્મા, એ જેને પ્રાપ્ત થયો છે એવા ગુરુ, એ સદ્ગુરુ !

એટલે સદ્ગુરુ એ તો આત્મજ્ઞાની જ કહેવાય, આત્માનો અનુભવ થયેલો હોય એમને. બધા ગુરુઓને આત્મજ્ઞાન ના હોય. એટલે જે નિરંતર સત્માં જ રહે છે, અવિનાશી તત્ત્વમાં રહે છે એ સદ્ગુરુ ! એટલે સદ્ગુરુ એ તો જ્ઞાની પુરુષ હોય.

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્ર કહી ગયા છે કે પ્રત્યક્ષ સદ્ગુરુ વિના મોક્ષ થાય જ નહીં.

**દાદાશ્રી :** હા, ત્યાર વગર મોક્ષ થાય જ નહીં. અને સદ્ગુરુ કેવા હોવા જોઈએ ? કષાયરહિત હોવા જોઈએ, જેમનામાં કષાય જ ના હોય. આપણે મારીએ, ગાળો ભાંડીએ, તોય કષાય ના કરે. એકલા કષાય રહિત જ નહીં, પણ બુદ્ધિ ખલાસ થઈ જવી જોઈએ. બુદ્ધિ ના હોવી જોઈએ. આ બુદ્ધિશાળીઓ પાસે આપણે મોક્ષ લેવા જઈએ, તો મોક્ષ એનો જ થયેલો નથી તો તમારો

કેમ થાય ? એટલે ધોલ મારે તોય અસર નહીં, ગાળો ભાંડે તોય અસર નહીં, માર મારે તોય અસર નહીં, જેલમાં ઘાલે તોય અસર નહીં. દ્વંદ્વથી પર હોય. દ્વંદ્વ સમજ્યા તમે ? નફો-ખોટ, સુખ-દુઃખ, દયા-નિર્દયતા. એક હોય ત્યારે બીજું હોય જ, એનું નામ દ્વંદ્વ ! એટલે જે ગુરુ દ્વંદ્વાતીત હોય, તેને સદ્ગુરુ કહેવાય.

આ કાળમાં સદ્ગુરુ હોય નહીં. કો'ક જગ્યાએ, કોઈ ફેરો હોય. બાકી સદ્ગુરુ હોય જ નહીં ને ! એટલે આ લોકો ગુરુને જ ઊંધી રીતે સદ્ગુરુ માની બેઠાં છે. તેને લીધે આ બધું ફસાયેલું છે તે ! નહીં તો સદ્ગુરુ મળ્યા પછી ચિંતા થતી હશે ?

## મોટો ફેર, ગુરુ અને સદ્ગુરુમાં

**પ્રશ્નકર્તા :** દરેક લોકો પોતાના ગુરુને સદ્ગુરુ લઈ મંડ્યા છે, એ શું છે ?

**દાદાશ્રી :** આપણા હિન્દુસ્તાનમાં બધા ધર્મોવાળા પોતપોતાના ગુરુને સદ્ગુરુ જ કહે છે. કોઈ એકલા ગુરુ નથી કહેતા. પણ એનો અર્થ લૌકિક ભાષામાં છે. સંસારમાં જે બહુ ઊંચા ચારિત્રવાળા ગુરુ હોય, એને આપણા લોકો સદ્ગુરુ કહે છે. પણ ખરેખર એ સદ્ગુરુ ના કહેવાય. એને પ્રકૃતિના ગુણો બહુ ઊંચા હોય, ખાવા-પીવામાં સમતા રહે, વ્યવહારમાં સમતા હોય, વ્યવહારમાં ચારિત્રગુણ બહુ ઊંચા હોય, પણ એને આત્મા પ્રાપ્ત થયેલો ના હોય. એ સદ્ગુરુ ના કહેવાય.

એવું છે ને, ગુરુ બે પ્રકારના. એક ગાઈડ રૂપી ગુરુ હોય. ગાઈડ એટલે એને આપણે ફોલો કરવાનું હોય. એ આગળ આગળ ચાલે મોનિટરની પેઠ. એને ગુરુ કહેવાય. મોનિટર એટલે તમે સમજ્યા ? જેને આપણે ફોલો કર્યા કરીએ. ત્રણ રસ્તા આવ્યા હોય તો એ ડીસાઈડ કરે કે 'ભાઈ, આ રસ્તે નહીં. પેલે રસ્તે ચાલો.' એટલે આપણે એ રસ્તે ચાલીએ. એને ફોલો કરવાનું હોય. પણ એ આપણી આગળ જ હોય. બીજે કશે આઘાપાછા ના હોય અને બીજા સદ્ગુરુ ! સદ્ગુરુ એટલે આપણને આ જગતના સર્વ દુઃખોથી મુક્તિ અપાવડાવે. કારણ કે એ પોતે મુક્ત થયેલા હોય ! એ આપણને એના

ફોલોઅર્સ તરીકે ના રાખે. અને ગુરુને તો ફોલો કર્યા કરવું પડે આપણે. એના વિશ્વાસે ચાલવાનું. ત્યાં આપણું ડહાપણ નહીં વાપરવું અને ગુરુને સિન્સીયર રહેવું. જેટલાં સિન્સીયર હોય એટલી શાંતિ રહે.

ગુરુ તો આપણે અહીંથી સ્કૂલમાં ભણવા જઈએ છીએ ને, ત્યારથી ગુરુની શરુઆત થાય છે, તે ઠેઠ અધ્યાત્મના બારા સુધી ગુરુ લઈ જાય છે. પણ અધ્યાત્મની અંદર પેસવા દેતું નથી. કારણ કે ગુરુ જ અધ્યાત્મ ખોળતા હોય. અધ્યાત્મ એટલે શું ? આત્માની સન્મુખ થવું તે. સદ્ગુરુ તો આપણને આત્માની સન્મુખ બનાવે.

એટલે આ ગુરુ અને સદ્ગુરુમાં ફેર !

## એવા ગુરુ મળે તોય સારું

આ તો લોક ગુરુને સમજ્યા જ નથી. હિન્દુસ્તાનના લોકો ગુરુને સમજ્યા જ નથી કે ગુરુ કોને કહેવાય તે ! જે કોઈ પણ ભગવાં કપડાં પહેરીને બેઠો હોય તો એને આપણા લોકો 'ગુરુ' કહી દે છે. શાસ્ત્રના બે-ચાર શબ્દો બોલે એટલે એને આપણા લોકો 'ગુરુ' કહે છે. પણ એ ગુરુ નથી.

એક માણસ કહે છે, 'મેં ગુરુ કર્યા છે.' ત્યારે મેં કહ્યું, 'તારા ગુરુ કેવા છે' એ મને કહે. આર્તધ્યાન-રૌદ્રધ્યાન ન થતાં હોય એ ગુરુ. એ સિવાય બીજા કોઈને ગુરુ કહેવા એ ગુનો છે. એને સાધુ મહારાજ કહેવાય, ત્યાગી કહેવાય, પણ ગુરુ કહેવા એ ગુનો છે. નહીં તો પછી સંસારિક સમજણ જોઈતી હોય તો વકીલેય ગુરુ, બધાય ગુરુ જ છે ને, પછી તો !

જે ગુરુ ધર્મધ્યાન કરાવી શકે, એનું નામ ગુરુ કહેવાય. ધર્મધ્યાન કોણ કરાવી શકે ? જે આર્તધ્યાન છોડાવી શકે ને રૌદ્રધ્યાન છોડાવી શકે, તે ધર્મધ્યાન કરાવી શકે. જે ગુરુને કો'ક ગાળ ભાંડે તો રૌદ્રધ્યાન ના થાય ત્યારે જાણવું કે અહીં ગુરુ કરવા જેવા છે. આજે આહાર ના મળ્યો હોય તો આર્તધ્યાન ના થાય ત્યારે જાણવું કે અહીં ગુરુ કરવા જેવા છે.

**પ્રશ્નકર્તા :** આર્તધ્યાન-રૌદ્રધ્યાન ન થતાં હોય તો પછી એને સદ્ગુરુ ના કહેવાય ?

**દાદાશ્રી :** સદ્ગુરુ એ તો ભગવાનનું પ્રતિનિધિત્વ ધરાવતા હોય. જે મુક્ત પુરુષ હોય, તે સદ્ગુરુ કહેવાય. ગુરુને તો બધાં હજુ જાતજાતનાં બધાં કર્મો ખપાવવાનાં હોય અને સદ્ગુરુએ તો કર્મો ઘણાંખરાં ખપાવી દીધેલાં હોય. એટલે આર્તધ્યાન-રૌદ્રધ્યાન ન થતાં હોય તો એ ગુરુ અને હાથમાં મોક્ષ આપે એ સદ્ગુરુ. સદ્ગુરુ મળવા મુશ્કેલ ! પણ ગુરુ મળે તોય બહુ સારું.

## સદ્ગુરુ શરણે, આત્યંતિક કલ્યાણ

**પ્રશ્નકર્તા :** તો કોના આશરે જવું ? સદ્ગુરુના કે ગુરુના ?

**દાદાશ્રી :** સદ્ગુરુ મળે તો એના જેવું એકુંય નહીં, ને સદ્ગુરુ ના મળે તો પછી ગુરુ તો કરવો જ. ભેદ વિજ્ઞાની હોય એને સદ્ગુરુ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પહેલા ગુરુ જોઈએ કે સદ્ગુરુ ?

**દાદાશ્રી :** ગુરુ હોય તો રસ્તે ચઢે ને ! અને સદ્ગુરુ મળે તો તો કલ્યાણ જ કરી નાખે. પછી ગુરુ એને મળ્યા હોય કે ના મળ્યા હોય, પણ સદ્ગુરુ તો બધાનું કલ્યાણ જ કરી નાખે. જો ગુરુ મળ્યા તો એ રસ્તે ચઢ્યો હોય, પછી એને વાર ના લાગે. બીજા અવળાં લક્ષણ ના હોય એનામાં. પણ સદ્ગુરુનો જેને હાથ અડે તેનું કલ્યાણ જ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** સત્ પ્રાપ્ત થયેલાં માણસો છે ખરાં ?

**દાદાશ્રી :** હોય નહીં. આ કાળમાં તો જૂજ હોય કોઈ જગ્યાએ. બાકી હોય નહીં ને ! એ તો ક્યાંથી લાવે ? એ માલ હોય તો તો પછી આ દુનિયા ખીલી ના ઊઠે ? અજવાળું ના થાય ?

**પ્રશ્નકર્તા :** તો સદ્ગુરુ વગર તો ભવજંજાળ ઊતરે કેમ ?

**દાદાશ્રી :** હા, સદ્ગુરુ નથી તેથી તો આ બધું અટક્યું છે ને !

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્જી કહે છે કે સદ્ગુરુને ચરણે ચાલ્યો જા, નવમે ભવે મોક્ષ મળશે, એ શું કહેવા માગે છે ?

**દાદાશ્રી :** સદ્ગુરુ ખોળવા મુશ્કેલ છે ને ! એ સદ્ગુરુ તો અહીં મળે

એવા છે નહીં. એ સહેલી ચીજ નથી. સદ્‌ગુરુ જ્ઞાની હોવા જોઈએ. જ્ઞાની ના હોય એવા ગુરુ હોય, પણ તે પૂરેપૂરું સમજે નહીં. અને જ્ઞાની તો સંપૂર્ણ સમજાવે તમને, બધી જ હકીકત સમજાવે. કોઈ ચીજ જાણવાની બાકી ના હોય એનું નામ જ્ઞાની ! જૈન એકલાનું જ જાણે છે એવું નહીં, બધું જ જાણે છે એનું નામ જ્ઞાની ! અને એમને મળે તો નવમે ભવે મોક્ષ થાય, બે અવતારમાંય મોક્ષ થાય.

પણ સદ્‌ગુરુ મળવા મુશ્કેલ છે ને ! અત્યારે તો સાચા ગુરુ જ નથી, ત્યાં સદ્‌ગુરુ ક્યાંથી હોય તે ? અને શ્રીમદ્ રાજચંદ્ર જેવા સદ્‌ગુરુ હતા ત્યારે લોકો એમને ઓળખી શક્યા નહીં.

## પિછાણ પછી જ શરણું

**પ્રશ્નકર્તા :** એવા સદ્‌ગુરુની પિછાણ શું છે ? ઓળખવા કઈ રીતે ?

**દાદાશ્રી :** એ તો ઊઘાડા દીવા જેવો પિછાણવાળો હોય. એની સુગંધ આવે, બહુ સુગંધ આવે.

**પ્રશ્નકર્તા :** પણ સદ્‌ગુરુ ઓળખવા કેવી રીતે કે, આ સાચા સદ્‌ગુરુ છે ?

**દાદાશ્રી :** એવું છે, કે પોતે જો ઝવેરી હોય તો એમને એ આંખથી ઓળખી શકે. એમનાં વાણી-વર્તન અને વિનય મનોહર હોય, મનનું હરણ કરી લે એવું હોય. આપણને એમ લાગે કે ઓહો ! આપણા મનનું હરણ થાય છે.

**પ્રશ્નકર્તા :** કેટલીક વખત ગુરુમાં-સદ્‌ગુરુમાં એમનો વ્યવહાર એવો હોય છે કે એ જોઈને માણસનો નિશ્ચય ડગમગ થાય, તો એ માટે શું કરવું ?

**દાદાશ્રી :** વ્યવહાર જોઈને નિશ્ચય ડગમગ થાય, તો પછી ઝીણવટપૂર્વક બધી તપાસ કરવી કે આપણી શંકા છે તે સાચી છે કે ખોટી છે. બધી રીતે આપણી બુદ્ધિથી મપાય એટલું માપી લેવું. તેમ છતાંય જો કદી આપણને અનુકૂળ ના આવે તો આપણે બીજી દુકાને જવું, એમને છંછેડ્યા સિવાય. એટલે આપણે બીજી દુકાન ખોળવી, ત્રીજી દુકાન ખોળવી એમ કરતાં કરતાં કોઈ દહાડો સાચી દુકાન મળી આવશે.

**પ્રશ્નકર્તા :** પણ આપણો વિકાસ થયા વગર આપણે સદ્ગુરુને ઓળખી કેવી રીતે શકીએ ?

**દાદાશ્રી :** આપણે પહેલેથી જ પૂછીએ કે, 'સાહેબ, મારે વેપાર જોઈતો નથી. મારે મુક્તિની જરૂર છે. તો આપ મુક્ત થયા હો તો હું અહીં આગળ આપની સેવામાં બેસી જઉં ?' તો વાંધો શું છે ? પણ કોઈ એવું કહેનાર છે કે 'હું તમને મુક્તિ અપાવું' ? પછી સાક્ષી-બાક્ષીની જરૂર નથી. એમને તરત તમારે કહી દેવું કે, 'હું છ મહિના બેસીશ અને આપના કહ્યા પ્રમાણે કરીશ. અને ફળ નહીં આવે તો હું જતો રહીશ.' પણ કોઈ આવું બોલશે નહીં, વર્લ્ડમાંય કોઈ બોલશે નહીં. પૂછવામાં શું વાંધો ? 'સાહેબ, આપની મુક્તિ થઈ હોય તો મને કહો. મારે મુક્તિ જોઈએ છે. મને બીજાં સ્ટેશનો પરવડતાં નથી. વચલાં સ્ટેશનોનું મારે કામ નથી.' એવું ચોખ્ખું કહી દઈએ. એટલે એ કહેશે, 'હું જ ભઈ વચલા સ્ટેશને છું.' એટલે આપણે સમજીએ ને, કે આપણને વચલું સ્ટેશન જોઈતું નથી. એટલે એ ઉપરથી ખોળીએ તો જ જડે. બાકી જડે નહીં. આમ વિનયપૂર્વક એમને પૂછીએ. બાકી પૂછ્યા વગર બેસીએ, એથી તો અનંત અવતાર ભટક્યા જ છીએને, અત્યાર સુધી ! એ સાહેબ વચલે સ્ટેશને રહેતા હોય ને આપણેય ત્યાં રહીએ, એમાં ભલીવાર ક્યારે આવે ?

**પ્રશ્નકર્તા :** તો સદ્ગુરુ શોધવામાં પુસ્તકનું જ્ઞાન ક્યાંથી કામ લાગે ?

**દાદાશ્રી :** એ કામ લાગે નહીં ને ! તેથી તો આ ભટકવાનું બધું. અનંત અવતાર પુસ્તકનાં જ્ઞાન કર્યા તોય ભટક ભટક ભટક ! સદ્ગુરુ મળવા એ તો બહુ મોટી વસ્તુ છે. પણ જેને છૂટવાની કામના છે, એને બધું મળી આવે. છૂટવાની કામના જોઈએ. અને પૂજાવાની કામનાવાળાને વાર લાગે, કેટલાંય અવતાર સુધી ભટકવું પડે. આપને સમજાયું ને ? શેની કામના છે ? માન-પૂજાદિની કામના ! 'આવો, આવો, આવો શેઠ !' કહે. ગર્વરસ ચાખે. એ સ્વાદ ચાખવાનોય લોકોને રહી જાય છે ને ! એ ચાખવાની મઝા યે એવી ઓર જ આવે છે ને !

## સદ્ગુરુ મળ્યા એ જ લાયકાત

**પ્રશ્નકર્તા :** સદ્ગુરુ મળ્યા પછી સદ્ગુરુના આદેશ પ્રમાણે સાધના તો કરવી પડે ને ?

**દાદાશ્રી :** સાધના, એનો અંત હોય. છ મહિના કે બાર મહિના હોય. એમાં ચાલીસ-ચાલીસ વર્ષ ના જતાં રહે.

**પ્રશ્નકર્તા :** એ તો જેની જેવી લાયકાત.

**દાદાશ્રી :** લાયકાતની જરૂર જ નથી. જો સદ્‌ગુરુ મળ્યા તો લાયકાતની જરૂર નથી. અને સદ્‌ગુરુ નથી મળ્યા તો લાયકાતની જરૂર ! સદ્‌ગુરુ જો બી.એ. થયેલા હોય તો એટલી લાયકાત અને બી.એ.બી.ટી. થયા હોય તો તેટલી લાયકાત. આમાં આપણી લાયકાતની જરૂર જ ના હોય.

**પ્રશ્નકર્તા :** આ દુનિયાદારીની લાયકાત નહીં. પણ આની લાયકાત જુદી ને ?

**દાદાશ્રી :** ના. સદ્‌ગુરુ મળ્યા એટલે કોઈ લાયકાતની જરૂર નથી. સદ્‌ગુરુ મળ્યા એ જ એની મોટી પુણ્યૈ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ સદ્‌ગુરુ મળ્યા પછી કોઈ સાધના કરવાની જ નહીં ? માત્ર સદ્‌ગુરુથી જ થાય ?

**દાદાશ્રી :** ના, એ સાધન બધાં બતાવે એ જ કરવાનાં હોય પણ લાયકાતની જરૂર નહીં. લાયકાતવાળાને તો મનમાં એમ હોય કે 'હવે હું તો સમજું જ છું ને !' લાયકાત તો ઊલટી કેફ ચઢાવે. લાયકાત હોય તો ફેંકી દેવા જેવી નહીં, એ હોય તો સારી વાત છે. પણ આપણે એ સમજવું જોઈએ કે કેફ હોય તો કેફ કાઢી નાખવો જોઈએ. એ લાયકાત અને સદ્‌ગુરુને બેને ભેગાં થવામાં વચ્ચે કેફ નડે છે. અને લાયકાતવાળા અતડા રહે. અને પેલો ઓછી લાયકાતવાળો હોય ને, એ તો એમ જ કહે, 'સાહેબ, મારામાં તો અક્કલ નથી. હવે તમારે માથે પડ્યો છું. તમે ઉકેલ લાવી આપો.' તો પછી સદ્‌ગુરુ રાજી થઈ જાય. આટલું જ કહેવાની જરૂર છે. સદ્‌ગુરુ બીજું કશું માગતા નથી કે બીજી લાયકાતો ખોળતા નથી.

## સદ્‌ગુરુને સર્વ સમર્પણ

**પ્રશ્નકર્તા :** સદ્‌ગુરુની ભક્તિ એકલી જ હોવી જોઈએ, એ જ કહેવા માગો છો ને ?

**દાદાશ્રી :** અર્પણતા જોઈએ બધી.

**પ્રશ્નકર્તા :** સદ્ગુરુ પ્રત્યે પૂરેપૂરા સમર્પણભાવથી રહે તો ?

**દાદાશ્રી :** તો કામ થઈ જાય. સમર્પણભાવ હોય તો બધું કામ થઈ જાય. પછી કશું બાકી રહે જ નહીં. પણ મન-વચન-કાયાનું સમર્પણ જોઈએ.

**પ્રશ્નકર્તા :** એવું સમર્પણ તો કૃષ્ણ ભગવાન કે મહાવીર ભગવાનની કક્ષાના હોય તો જ એ સમર્થ કહેવાય ને ? કે પછી ગમે તે સાધારણને કરીએ તોય ચાલે ?

**દાદાશ્રી :** એ તો તમને આમ વિરાટ પુરુષ લાગે તો કરવું. તમને લાગે કે આ મહાન પુરુષ છે અને એમનાં કાર્યો બધાં એવાં વિરાટ લાગે, તો આપણે એમને સમર્પણ કરવું.

**પ્રશ્નકર્તા :** જે મહાન પુરુષો થઈ ગયા છે, હજારો વર્ષ પૂર્વે થઈ ગયેલા છે, એમને આપણે સમર્પણ કરીએ, તો એ સમર્પણ કરેલું કહેવાય ? અથવા એનાથી આપણો વિકાસ થાય ખરો ? કે પ્રત્યક્ષ મહાપુરુષ જ જોઈએ ?

**દાદાશ્રી :** પરોક્ષથી પણ વિકાસ થાય અને પ્રત્યક્ષ મળે તો તો તરત કલ્યાણ જ થઈ જાય. પરોક્ષ વિકાસનું ફળ આપે અને કલ્યાણ પ્રત્યક્ષ વગર નથી.

સમર્પણ કર્યા પછી આપણે કશું કરવાનું ના હોય. બાળક આપણે ત્યાં જન્મ્યો એટલે બાળકને કશું કરવાનું ના હોય, એમ સમર્પણ કર્યા પછી કશું આપણે કરવાનું ના હોય.

તમે જેને સમર્પણબુદ્ધિ કરો, તેનામાં જે તાકાત હોય એ આપણને પ્રાપ્ત થઈ જાય. સમર્પણ કર્યું એનું બધું આપણને પ્રાપ્ત થાય. જેમ એક ટાંકી જોડે બીજી ટાંકીને જરા પાઈપથી જોઈન્ટ કરીએ ને, તો એક ટાંકીમાં ગમે એટલો માલ ભરેલો હોય, પણ બીજી ટાંકીમાં લેવલ પકડી લે. એ સમર્પણ ભાવ એના જેવું કહેવાય.

જેનો મોક્ષ થયેલો હોય, જે પોતે મોક્ષનું દાન આપવા નીકળ્યા હોય,

તે જ મોક્ષ આપી શકે. તે અમે મોક્ષનું દાન આપવા નીકળેલા છીએ. તે અમે મોક્ષ આપી શકીએ. બાકી કોઈ મોક્ષનું દાન આપી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** શું સદ્ગુરુ એ રિલેટિવ નથી ?

**દાદાશ્રી :** સદ્ગુરુ એ રિલેટિવ છે, પણ સદ્ગુરુ જે જ્ઞાન આપે છે તે રિયલ છે. એ રિયલથી આત્મરંજન થાય. તે છેલ્લામાં છેલ્લો આનંદ ! રિયલ એટલે પરમેનન્ટ વસ્તુ અને રિલેટિવ એટલે ટેમ્પરરી વસ્તુઓ. રિલેટિવથી મનોરંજન થાય.

**પ્રશ્નકર્તા :** તો પછી સદ્ગુરુ એ મનોરંજનનું સાધન થયું ?

**દાદાશ્રી :** હાસ્તો ને ! સદ્ગુરુમાં જ્ઞાન હોય તો આત્મરંજનનું સાધન અને જ્ઞાન ના હોય તો મનોરંજનનું સાધન ! આત્મજ્ઞાની સદ્ગુરુ હોય તો આત્મરંજનનું સાધન. આત્મજ્ઞાની સદ્ગુરુ હોય ને, તો તે નિરંતર યાદ જ રહે, એ જ રિયલ અને નહીં તો સદ્ગુરુ યાદ જ ના આવે.

**પ્રશ્નકર્તા :** સાચા ગુરુને પોતાનું સર્વસ્વ સોંપી દેવું, તેનાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. એ વ્યવહારમાં કેટલે અંશે સત્ય છે ?

**દાદાશ્રી :** આ તો વ્યવહારમાં તદ્દન સાચું છે. ગુરુને સોંપે તો એક અવતાર એનો સીધો જાય. કારણ કે ગુરુને સોંપ્યું એટલે ગુરુની આજ્ઞા પ્રમાણે ચાલ્યો, તે પોતાને દુઃખ આવે નહીં.

## પરિણામો, ગુરુકૃપા તણા....

**પ્રશ્નકર્તા :** ગુરુ અને ગુરુકૃપાની વાત કરીએ તો એવો પ્રશ્ન ઊભો થાય કે ગુરુકૃપા એ શું છે ? એમાં કંઈ તથ્ય છે કે કેમ ?

**દાદાશ્રી :** જેટલી શક્તિઓ છે ને, એ બધામાં તથ્ય જ હોય છે, અતથ્ય નથી હોતું. એ બધી શક્તિ છે અને શક્તિઓ હંમેશાં અમુક વર્ષ ચાલે ને પછી ઓગળીને ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ગુરુની કૃપા પ્રાપ્ત કરવા માટે શિષ્યએ શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** શિષ્યે તો, કૃપા પ્રાપ્ત કરવા માટે ગુરુને રાજી રાખવાના,

બીજું કંઈ નહીં. જે રસ્તે રાજી રહેતા હોય તે રસ્તે રાજી રાખવાના. રાજી કરે એટલે કૃપા હોય જ એમના પર. પણ કૃપા કેટલી પ્રાપ્ત થાય ? જેટલું ટાંકીમાં હોય, જેટલા ગેલન હોય એ ગેલનના પ્રમાણમાં આપણું થાય. કૃપાદૃષ્ટિ એટલે શું ? પોતાના કહ્યા પ્રમાણે કરતો હોય એટલે એ રાજી રહે, એનું નામ કૃપાદૃષ્ટિ. અને કહ્યાથી અવળું કરે એટલે ઈતરાજી થાય.

**પ્રશ્નકર્તા :** તો ગુરુની કૃપા બધા ઉપર હોય, કે એવું કંઈ નહીં ?

**દાદાશ્રી :** ના, એ તો કૃપા કેટલાંકની ઉપર ના યે હોય, એ આડું કરે તો ના યે હોય.

**પ્રશ્નકર્તા :** તો પછી એ ગુરુ કેમ કહેવાય ? ગુરુની દૃષ્ટિ તો બધાં ઉપર સરખી હોવી જોઈએ.

**દાદાશ્રી :** હા, સરખી હોવી જોઈએ. પણ એ માણસ ગુરુ જોડે આડું કરતો હોય તો શું કરે ? એ તો જ્ઞાની હોય તો સરખું હોય. પણ આ ગુરુ હોય, તો જરાક તમે આડું કરો તો તમારી ઉપર આવડી ઊલટી કરી નાખે.

**પ્રશ્નકર્તા :** એકને કૃપા કરે ને એકને કૃપા ના કરે એવું ના બને. ગુરુ તો બધા પર સમાન કૃપા રાખે ને ?

**દાદાશ્રી :** ના. છતાં પણ મહીં છે તે પોતાનું ફળ પોતાને મળે છે. પોતે ઊંધું કરે તો ઊંધું જ ફળ મળે. જ્યારે જ્ઞાની પુરુષ તો વીતરાગ કહેવાય. એને તમે ધોલ મારો તોય તમારી ઉપર એ સમાન દૃષ્ટિ ના તોડે. પણ જે તમે નાખો, એક ગાળ દો તો સો ગાળ પાછી મળે, એક ફૂલ નાખો તો સો ફૂલ પાછાં મળે.

## અહંકાર જાય કૃપાથી કે પુરુષાર્થથી ?

**પ્રશ્નકર્તા :** અહંકારથી મુક્ત થવા માટે સ્વપુરુષાર્થની જરૂર છે કે ગુરુની કૃપા જરૂરી છે ?

**દાદાશ્રી :** કૃપાની જરૂર છે. જેનો અહંકાર ગયેલો હોય એવા સદ્ગુરુની કૃપાની જરૂર છે, તો અહંકાર જાય. અહંકારનો નાશ કરવો એ ગુરુનું કામ

નથી, ત્યાં તો જ્ઞાનીનું કામ છે ! ગુરુ એવું જ્ઞાન ક્યાંથી લાવે ? એમને જ અહંકાર જાય નહીં ને ! જેની મમતા ગઈ નથી, એનો અહંકાર ક્યારે જાય તે ? એ તો જ્ઞાની પુરુષ મળે અને જે જ્ઞાનીમાં બુદ્ધિનો છાંટો ના હોય ત્યારે ત્યાં એમની પાસે અહંકાર જાય.

**પ્રશ્નકર્તા :** સંચિત કર્મો ગુરુ દ્વારા કળિયુગમાં નષ્ટ પામે ?

**દાદાશ્રી :** ગુરુ દ્વારા તો નષ્ટ ના પામે. પણ જ્ઞાની પુરુષ હોવા જોઈએ, ભેદવિજ્ઞાની ! જેનામાં અહંકાર ના હોય, બુદ્ધિ ના હોય એવાં ભેદવિજ્ઞાની હોય તો કર્મો નાશ પામે. અને ગુરુ તો અહંકારી હોય તો ત્યાં સુધી કશું એવું ના થાય.

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોમાંય એવું લખેલું છે કે ગુરુગમ્ય જ જાણવું.

**દાદાશ્રી :** હા, પણ ગુરુગમ્ય એટલે શું ? આત્મા દેખાય તો જ એ ગુરુગમ્ય કહેવાય. નહીં તો ગુરુગમ્ય તો બધા બહુ યે લઈને ફરે છે. આત્માનો અનુભવ કરાવડાવે તો ગુરુગમ્ય કામનું ! એ તો આગમ ને આગમથી ઉપર હોય, એવા જ્ઞાની પુરુષ મળે ત્યારે ગુરુગમ્ય પ્રાપ્ત થાય.

## ગુરુમંત્ર, ન દે લપસવા

**પ્રશ્નકર્તા :** દરેક સંપ્રદાયમાં પોતપોતાના ગુરુએ ગુરુમંત્ર આપેલો હોય છે, એ શું છે ?

**દાદાશ્રી :** બધા પડી ના જાય, લપસી ના જાય તેટલા માટે કરેલું. ગુરુમંત્ર જો સાચવી રાખે તો એ લપસી ના પડે ને ! પણ મોક્ષનું કશું ધોળે નહીં એ.

**પ્રશ્નકર્તા :** ગુરુનું આપેલું નામસ્મરણ હોય તો તે સાધારણ મનુષ્યના આપેલા કરતાં આની શક્તિ વધારે હોય કે નહીં ?

**દાદાશ્રી :** એ આપેલું હોય તો સારું ફળ આપે. એ જેવા જેવા ગુરુ. એ ગુરુ ઉપર આધાર રાખે છે.

## ગુરુનું ધ્યાન ધરવું હિતકારી

**પ્રશ્નકર્તા :** કેટલાંક ગુરુ એમનું પોતાનું ધ્યાન ધરવાનું કહે છે, એ યોગ્ય છે કે નહીં ?

**દાદાશ્રી :** એવું છે ને, ધ્યાન તો એટલા માટે કરવાનું છે કે ગુરુના સુખ માટે નહીં, આપણને એકાગ્રતા રહે ને શાંતિ રહે એટલા સારું ધ્યાન કરવાનું છે. પણ ગુરુ કેવા હોવા જોઈએ ? ધ્યાન આપણું ટકે એવા હોવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ ધ્યાન સદ્ગુરુનું કરવું યોગ્ય છે કે કોઈ ભગવાનના બીજા સ્વરુપનું ?

**દાદાશ્રી :** ભગવાનનું ધ્યાન ખબર જ નથી ત્યાં શું કરશો ? એનાં કરતાં ગુરુનું ધ્યાન કરવું. એમનું મોઢું દેખાય તો ખરું ! આમાં સદ્ગુરુનું ધ્યાન કરવું સારું. કારણ કે ભગવાન તો દેખાતા છે નહીં. ભગવાન તો હું દેખાડું ત્યાર પછી ભગવાનનું ધ્યાન થાય. ત્યાં સુધી જે સદ્ગુરુ ધારેલા હોય એમનું જ કરજો. હું ભગવાન દેખાડું ત્યાર પછી તમારે કરવું નહીં પડે. જ્યાં સુધી કરવાનું છે ત્યાં સુધી ભટકવાનું છે. કંઈ પણ કરવું પડે, ધ્યાન પણ કરવું પડે, ત્યાં સુધી ભટકવાનું. ધ્યાન સહજ થાય. સહજ એટલે કંઈ પણ કરવું ના પડે, એની મેળે જ થયા કરે, ત્યારે જાણવું કે છૂટકારો થયો.

## શક્તિપાત કે આત્મજ્ઞાન ?

**પ્રશ્નકર્તા :** ગુરુઓ શક્તિપાત કરે છે તે શું ક્રિયા છે ? તેનાથી શિષ્યને શું ફાયદો થાય છે ? એ સિદ્ધિ આત્મજ્ઞાન માટે ટૂંકો રસ્તો છે ?

**દાદાશ્રી :** આત્મજ્ઞાન જ પ્રાપ્ત કરવું છેને તમારે ? તમારે આત્મજ્ઞાનની જ જરૂર છે ને ? તો એને માટે શક્તિપાતની કંઈ જરૂર નથી. શક્તિ બહુ ડીમ (ખલાસ) થઈ ગઈ છે ? તો વિટામિન લો !

**પ્રશ્નકર્તા :** ના, ના. ગુરુ શક્તિપાત કરે છે એ શું ક્રિયા છે ?

**દાદાશ્રી :** આમ પાંચ ફૂટનો વેંકડો હોય ને કૂદી ના જવાતો હોય, વારેઘડીએ પાછો પડતો હોય, ત્યારે આપણે કહીએ, 'અરે કૂદી જા, હું છું તારી પાછળ.' તો એ કૂદી જાય પાછો ! એટલે ગુરુ આમ હિંમત કરાવડાવે. બીજું તો શું કરે ? હિંમત ભાંગી ગઈ છે તમારી ?

**પ્રશ્નકર્તા :** ગુરુ વગર તો હિંમત ભાંગી જ જાય ને !

**દાદાશ્રી :** તો કોઈ ગુરુને કહેજો, એ હિંમત આપશે. અને ગુરુ રાજી ના હોય તો મારી પાસે આવજો. ગુરુ રાજી રહે તો મારી પાસે ના આવશો. રાજીપો જ લેવાનો છે આ જગતમાં ! કારણ કે એમને તો, ગુરુને શું લઈ જવું છે ? ફક્ત તમને કેમ કરીને સુખ પ્રાપ્ત થાય, કેમ તમને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય એવો એમનો હેતુ હોય.

**પ્રશ્નકર્તા :** ઘણાં ગુરુ શક્તિપાત કરે છે એટલે આ પ્રશ્ન પૂછયો છે.

**દાદાશ્રી :** એ બરોબર છે. એ કરે છે તે હું યે જાણું છું પણ એ જરૂર ક્યાં સુધી છે ? એ ગુરુઓ શક્તિપાત કરીને પછી ખસી જાય છે, ઠેઠ સુધી સાથ નથી આપતા. એવું શું કામનું ? સાથ આપે એ ગુરુ આપણા.

**પ્રશ્નકર્તા :** ચમત્કારી ગુરુ હોય તો ત્યાં જવું ?

**દાદાશ્રી :** જેને કંઈ લાલચો હોય તેણે ત્યાં જવું. તે બધી લાલચો આપણી પૂરી કરી આપે. જેને વાસ્તવિક જોઈતું હોય તેને ત્યાં જવાની જરૂર નહીં. ચમત્કારો કરીને માણસોને સ્થિર કરે છેને, પણ સાચા બુદ્ધિશાળીઓને તો આવું દેખે એટલે એને વિકલ્પ ઊભો થાય !

## ગુરુ ક્યાં સુધી પહોંચાડે ?

બે રસ્તા છે. એક પગથિયે પગથિયે ચડવાનો રસ્તો, ક્રમે ક્રમે, ક્રમિકમાર્ગ અને આ અક્રમમાર્ગ છે, આ લિફટમાર્ગ છે. એટલે પછી આમાં બીજું કશું કરવાનું નહીં. પેલું ક્રમે ક્રમે, તેમાં જેટલા ગુરુ કર્યા હોય એટલા ગુરુ આપણને ચઢાવે. પછી પાછા ગુરુ યે આગળ વધતાં જાય ને આય વધતાં જાય. એમ કરતાં કરતાં ઠેઠ પહોંચે. પણ પહેલી દૃષ્ટિ બદલાય ત્યાંથી એ સાચા ગુરુ અને સાચો શિષ્ય. દૃષ્ટિ ના બદલાય ત્યાં સુધી બધું બાળમંદિર ! હા, ગુરુ પર મોહ હોય ખરો, પણ આસક્તિ ના હોવી જોઈએ. આસક્તિ હોય એ તો બહુ જ ખોટું કહેવાય. આસક્તિ તો ત્યાં ચાલે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** ગુરુ ઉપર મોહ હોય તો એ અટકાવે કે નહીં ?

**દાદાશ્રી :** મોહ તો ફક્ત 'મારું કલ્યાણ કરે છે' એટલા પૂરતું જ ! કોઈ

કહેશે, 'ગુરુમાં અભિનિવેષ હોય તો ?' તેનો વાંધો નહીં. એ તો સારું. ગુરુ જ્યાં સુધી ગયા હોય ત્યાં સુધી તો પહોંચાડે. આપણે જેને ભજીએ, તે જ્યાં સુધી ગયા ત્યાં સુધી આપણને પહોંચાડશે.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી પહોંચ્યા હોય ત્યાં સુધી જ લઈ જઈ શકે ?

**દાદાશ્રી :** હા, આપણા શાસ્ત્રો એટલું જ કહે છે કે જ્યાં સુધી ગયા હોય ત્યાં સુધી પહોંચાડશે. પછી આગળ બીજા મળી આવશે. અને ગુરુ તો એ જેટલા પગથિયાં ચઢ્યા હોય, એટલા પગથિયાં આપણને ચઢાવી દે એ દશ પગથિયાં ચઢ્યા હોય અને આપણે સાત પગથિયાં ચઢ્યા હોય તો આપણને દસ સુધી ચઢાવી દે. અને હજુ તો કેટલાય, કરોડો પગથિયાંઓ ચઢવાના છે. આ કંઈ થોડા ઘણા પગથિયાંઓ નથી !

## ગુરુ કરતાં ચેલો સવાયો

**પ્રશ્નકર્તા :** ગુરુ પોતે ઠેઠ પહોંચેલા ના હોય, છતાં શિષ્યનો એટલો ભક્તિભાવ હોય તો એ ગુરુ કરતાંય આગળ ન પહોંચી જાય ?

**દાદાશ્રી :** હા, પણ કો'ક જ ! બધા ન પહોંચે. એને આગળ બીજા ગુરુ કરવા પડે. કો'ક એવો હોશિંયાર હોય ને, તો એનું મગજ એ બાજુ ફરે તો માર્ગે ચઢી જાય, એ ચાલીને ઠેઠ જતો રહે. પણ તે અપવાદ જ !

**પ્રશ્નકર્તા :** ગુરુના ઉપદેશથી શિષ્ય મુક્તિ પામી જાય અને ગુરુ ત્યાંના ત્યાં જ રહે એવુંય બને ખરું ?

**દાદાશ્રી :** હા, એવું બને. ગુરુ ત્યાંના ત્યાં જ રહ્યા હોય ને શિષ્ય આગળ વધી જાય.

**પ્રશ્નકર્તા :** એમાં પુણ્યનો ઉદય કામ કરે છે ?

**દાદાશ્રી :** હા, પુણ્યનો જ ઉદય ! અરે, ગુરુ શિખવાડે ત્યારે કેટલાંક શિષ્ય તો કહે છે, 'આવું હોય નહીં !' ત્યારે એને 'શું હોય' એ વિચાર આવે કે 'આવું હોવું જોઈએ.' તે તરત જ જ્ઞાન ઊભું થઈ જાય ! 'આવું હોય નહીં' એવું થયું ના હોત તો એને જ્ઞાન ના થાત.

**પ્રશ્નકર્તા :** 'આવું હોય નહીં' એ વિકલ્પ ઊભું કરવાનું એને નિમિત્ત મળ્યું ?

**દાદાશ્રી :** હા, એ નિમિત્ત મળ્યું, બસ ! એટલે એના જ્ઞાનનો ઉદય થયો કે 'આવું હોય. આવું ના હોય, માટે આવું હોય.' એટલે પુણ્યૈ જાતજાતનાં ચેન્જ મારી દે છે. પુણ્યૈ શું ના કરે ! આ પુણ્યાનુબંધી પુણ્યૈ જોઈએ.

## ત્યારે સંપૂર્ણ શુદ્ધિ થાય

ક્રમિક માર્ગમાં વ્યવહાર કેવો છે ? કે ગુરુ પોતે જેટલો ત્યાગ કરે ને, એટલું પેલા શિષ્યોને કરવાનું કહે કે 'આટલું કરો, આટલો તમે ત્યાગ કરો.' એટલે ત્યાં તપ-ત્યાગ બધી કસોટીમાંથી પસાર થવું પડે. પણ ગુરુની કૃપાથી એને બીજી મહીં ઉપાધિ લાગ્યા ના કરે અને એ ગુરુનું એમના ગુરુની કૃપાથી ચાલ્યા કરે. પણ આ પાઘડીનો વળ છેડે આવતો નથી, એટલે આમ ને આમ ગાડું ચાલ્યા કરે. બધાય ગુરુઓ સાફ કરે. એક ગુરુ જો કર્યો હોય એટલે એ ગુરુ તમારો બધો મેલ કાઢી નાખે અને એનો પોતાનો જ મેલ હોય તે તમારામાં મૂકી દે. પછી બીજા ગુરુ મળ્યા તે પાછો આપણો જે મેલ છે એ કાઢી આપે અને પછી એમનો મેલ નાખતા જાય. આ ગુરુ પરંપરા !

જેમ કપડું છે, તે એને ધોવા માટે સાબુ ઘાલીએ. આ સાબુ શું કરે છે ? કપડાનો મેલ કાઢે છે, પણ સાબુ પોતાનો મેલ ઘાલે છે. તો સાબુનો મેલ કોણ કાઢે ? પછી લોક શું કહે ? 'અલ્યા, સાબુ ઘાલ્યો, પણ ટીનોપોલ નથી નાખ્યો ?' 'પણ ટીનોપોલ શું કરવા નાખું ? સાબુથી મેલ કાઢી નાખ્યો ને !' હવે આપણે ત્યાં આ ટીનોપોલ પાવડર હોય છે ને, તે આપણા લોક શું સમજતા હશે ? એ એમ સમજતા હશે કે આ કપડાં ધોળાં કરવાની દવા હશે ! એ તો પેલા સાબુનો મેલ કાઢે છે પણ હવે ટીનોપોલ પોતાનો મેલ મૂકી ગયો. એને માટે બીજી દવા ખોળી કાઢ તો ટીનોપોલનો મેલ જાય. આ દુનિયામાં દરેક પોતપોતાનો મેલ મૂકતા જાય. આવું ક્યાં સુધી ચાલ્યા કરે ? જ્યાં સુધી શુદ્ધ સ્ફટીક દવા ના હોય ત્યાં સુધી.

માથે ગુરુ કર્યા નથી અને અહીં આવ્યા એટલે આ ફાયદો થયો. જો

ગુરુ કર્યા હોત તો પછી એ એનો મેલ ચઢાવે. એક ફક્ત મેલ કોણ ના આપે ? જ્ઞાની પુરુષ ! એ પોતે મેલવાળા ના હોય, શુદ્ધ સ્વરુપે હોય અને સામાને શુદ્ધ જ બનાવે. બીજી ભાંજગડ નહીં. જ્ઞાની નવો મેલ ના ચઢાવે. એટલે જ્ઞાની પુરુષની પાસે સંપૂર્ણ શુદ્ધિનો માર્ગ છે, તે છેલ્લે જ્ઞાની પુરુષ મળે ત્યારે બધો મેલ ચોખ્ખો થાય !

## કમી ચારિત્રબળની, શિષ્યોમાં

ક્રમિક માર્ગમાં ગુરુ માથે હોય અને શિષ્ય એમની જોડે બે કે ત્રણ હોય, વધારે ના હોય. ખરા શિષ્ય, જે ગુરુના પગલે પગલે પગ મૂકનારા એવા બે કે ત્રણ હોય, એવું આપણા શાસ્ત્રોએ વિવેચન કર્યું છે. એ માર્ગ તો બહુ કઠણ હોય ને ! ત્યાં કહેશે, 'જમવાની થાળી બીજાને આપી દેવી પડશે.' ત્યારે કહે, 'ના સાહેબ, મને પોષાશે નહીં. હું તો મારી મેળે ઘેર જતો રહીશ.' કોણ ત્યાં ઊભો રહે ! તેથી શાસ્ત્રકારોએ કહ્યું કે ક્રમિકમાર્ગના દરેક જ્ઞાનીઓ પાછળ બે-ચાર શિષ્ય થયા, વધારે થયા નથી કોઈ.

**પ્રશ્નકર્તા :** શિષ્યોમાં એટલું ચારિત્રબળ નથી ?

**દાદાશ્રી :** હા, તે બળ ક્યાંથી લાવે ? આ બધાનું તો શું ગજું ? બધાને જમાડતા હોય અને એને એકલાને શ્રીખંડ ના મૂક્યો હોય તો અકળાયા કરે. અલ્યા, એક જ દહાડો, એક જ ટંકમાં આટલી બધી અકળામણ કરે છે ! પણ અકળાયા કરે. અરે, બીજા કરતાં શ્રીખંડ ઓછો મૂક્યો હોય તોય અકળાયા કરે ! આ લોકો ચારિત્રબળ ક્યાંથી લાવે ?

અને એવું હું એક દહાડો બધાને કહું કે 'તમને ભાવતું આવે તો તમે તરત જ ચાખીને બીજાને આપી દેજો ને તમને ના ભાવતું તે લેજો.' તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** બધા ચાલવા માંડે.

**દાદાશ્રી :** હા, ચાલવા માંડે. 'આવજો, દાદા' કહેશે ! જાળીએથી જે' શ્રીકૃષ્ણ કરે પછી !

આ ક્રમિક માર્ગમાં ગુરુઓનું કેવું હોય ? આ જે વ્યવહાર કરીએ છીએ

તે જ સાચો છે અને આના કર્તા આપણે છીએ. એટલે આનો ત્યાગ આપણે કરવાનો છે. એવો વ્યવહાર હોય. વ્યવહાર ભ્રાંતિવાળો ને 'જ્ઞાન' ખોળે છે, તે જડે કંઈ ? તમને કેમ લાગે છે, જડે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** રસ્તો જ મૂળ ઊંધો છે ત્યાં ! અને તેથી ક્રમિકમાર્ગના જ્ઞાનીઓનેય ચિંતા અને શિષ્યોનેય ચિંતા ! નર્યો તાપ, તાપ ને તાપ ! ગુરુનેય તાપ ! એ ત્રણ શિષ્યોને જો કહ્યું હોય કે 'આજે તમે ચરણવિધિ મોંઢે કરી લાવજો, તમે આટલા પદો મોંઢે કરી લાવજો.' અને પછી એક શિષ્ય હોય તે માથું ખંજવાળે કે હવે ગુરુએ સોંપ્યું તો છે, પણ ક્યારે થશે ? ઘેર જઈને મોંઢે કરે, પણ પછી થાય નહીં ને, એટલે આખી રાત મનમાં અજંપો થયા કરે. આમ વાંચતો જાય ને કકળાટ કરતો જાય. અને કકળાટ થાય એટલે ગુરુ તરફ અભાવ આવતો જાય કે આવું શું કામ બોજો આપે છે તે ! ગુરુએ કહેલું કરવાનું ના ગમે, એટલે શું થાય ? અભાવ આવે. ક્રમિક માર્ગ જ આનું નામ ! ગુરુ યે મનમાં વિચાર કરે કે 'આ બધું મોંઢે ના કરે તો આજે એને ટૈડકાવું.' હવે શિષ્ય ત્યાં જાય ને, તે જતાં જતાં જ એને ફફડાટ રહે કે 'શું કહેશે ને શું નહીં, શું કહેશે ને શું નહીં ?' ત્યારે અલ્યા ગુરુ શું કરવા કર્યા હતા ? મેલ ને, છાલ. એમ ને એમ રહેવું હતું ને ! ગુરુ વગર પડી રહેવું હતું ને, જો ટૈડકાવાનો ભય છે તો ! નહીં તો ટૈડકાવાનો ખોરાક લેવો જોઈએ. ટૈડકાવાનો ખોરાક ના ચાખવો જોઈએ ?

સવારે એ શિષ્યો આવે ત્યારે એમાં બે શિષ્યોએ કહ્યા પ્રમાણે કર્યું હોય અને એક શિષ્યથી ના થયું હોય તે ત્યાં ગુરુ પાસે જઈને બેસે પણ તે મોંઢા પરથી જ સાહેબ ઓળખી જાય કે આણે કશું કર્યું નથી. એનું મોઢું જ 'કશું કર્યું નથી' એવું દેખાય. એટલે સાહેબ મહીં મનમાં ને મનમાં અકળાયા કરે કે 'કશું કરતો નથી, કશું કરતો નથી.' શિષ્યએ મોંઢે ના કર્યું હોય એટલે ત્યાં આગળ એને ટૈડકાવે પછી ! ગુરુની લાલ આંખ થયેલી હોય, આંખ લાલની લાલ રહે. આ શિષ્ય કરે એવો નથી એટલે ગુરુ ચિડાયા કરે અને પેલો શિષ્ય ડર્યા કરે. હવે આનો મેળ ક્યારે પડે ? તેથી ત્યાં ત્રણ જ શિષ્યો, જે એમની પાછળ પડેલા હોય, એટલા જ શિષ્યો પોષી શકે એ. બીજાં બધાં તો દર્શન કરીને જતાં રહે લોકો.

ક્રમિક માર્ગમાં ઠેઠ સુધી અકળામણ જાય નહીં. ગુરુ ને શિષ્ય, બેઉને અકળામણ ! પણ આ અકળામણ એ તપ છે, એટલે મોંઢા પર તેજ આવે. કારણ કે છાસિયા સોનાને અકળામણ કરાવીએ પછી થોડું થોડું સુધરતું જાય ને ! સાચું સોનું દેખાતું જાય ને !

## ભેદ, ગુરુ-શિષ્ય વચ્ચે

**પ્રશ્નકર્તા :** સામાન્ય રીતે બહાર ગુરુ-શિષ્ય વચ્ચે અંતર ખરું ને ? કે એકાકાર રહે ?

**દાદાશ્રી :** એકાકાર થાય તો તો બેઉનું કલ્યાણ થઈ જાય. પણ શિષ્યથી પ્યાલો ફૂટે તો ગુરુ ચિડાયા વગર રહે નહીં. બાકી ગુરુ-શિષ્ય જો કદી એવા પુણ્યશાળી હોય ને બેઉ એકાકાર રહે તો બેઉનું કલ્યાણ થઈ જાય. પણ એવું રહે નહીં. અરે, ઘડીવાર પોતે પોતાની જાત ઉપર જ એને વિશ્વાસ આવે નહીં એવું આ જગત છે, તો શિષ્યોનો વિશ્વાસ તો આવતો હશે ? અને એક દહાડો બે પ્યાલા ફોડી નાખ્યા હોય ને, તો ગુરુ આમ લાલ આંખ કર્યા કરે.

જો ઉપાધિઓ, આખો દહાડો ઉપાધિઓ ! ને ગુરુને કહેતાય નથી કે 'સાહેબ, મારી ઉપાધિઓ લઈ લો તમે.' હા, એમેય પૂછાય કે, 'સાહેબ, ચિડાવ છો શું કરવા, મોટા માણસ થઈને તમે ?'

**પ્રશ્નકર્તા :** પણ આપણાથી ગુરુને પૂછાય કેવી રીતે ? આપણે તો પૂછી ના શકીએ ને, ગુરુને ?

**દાદાશ્રી :** ગુરુને પૂછીએ નહીં, ત્યારે ગુરુને શું કરવાના ! શિષ્ય જોડે મતભેદ પડતો હોય, તો ના સમજીએ કે તમારે શિષ્ય જોડે મતભેદ પડે છે, તો શાના ગુરુ તમે ! જો એક શિષ્ય જોડે પાંસરા નથી રહેતા તો તમે દુનિયા જોડે ક્યારે રહેશો તે ! આમ બધાને સલાહ આપે કે 'ભાઈ, ઝઘડો કશું ના કરશો.' પણ તમારે તો કોઈ સગું નથી, વહાલું નથી, એકલા છો, તોય આ શિષ્યની જોડે શું કરવા, શેને માટે તમારે કકળાટ છે ? તમારે પેટે અવતાર તો લીધો નથી, તો તમારે બેને શાના કષાય છે ? કષાય તો આ વ્યવહારવાળા લોકોને હોય. પણ આ તો બહારથી આવીને બિચારો શિષ્ય થયો છે, ત્યાંય કષાય કર્યા કરો છો ?

પુસ્તક આડુંઅવળું મૂકાઈ ગયું હોય તો ગુરુ શું બોલે ? કેટલાં લપકાં કરે કે 'તારામાં અક્કલ નથી. તને ભાન નથી.' ત્યારે શિષ્ય શું કહે ? 'પુસ્તક હું ખાઈ ગયો હોઈશ ? અહીં ને અહીં પડ્યું હશે. તમારી ઝોળીમાં નહીં હોય તો ખાટલા નીચે હશે.' પણ શિષ્ય 'ખાઈ ગયો હોઈશ ?' એવું બોલે ! આનાં કરતાં તો ઘરમાં ભાંજગડ સારી. એનાં કરતાં બૈરીના શિષ્ય થવું, તો વઢે પણ પછી પાછાં ભજિયાં ખવડાવે ને ! કંઈક સ્વતંત્રતા જોઈએ ને ? આવા ગુરુ મળે, આટલી આટલી ચાકરી કરીએ તોય ગાંડું બોલે તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** બાઈડી સ્વાર્થનું વઢતી હોય અને પેલો ગુરુ નિઃસ્વાર્થપણે વઢતા હોય, એ બેમાં ફેર નહીં ?

**દાદાશ્રી :** ગુરુનું નિસ્વાર્થ હોય નહીં. જગતમાં નિઃસ્વાર્થી માણસ કોઈ હોય નહીં. એ નિઃસ્વાર્થી દેખાય ખરો, પણ જ્યાંથી ને ત્યાંથી સ્વાર્થ કરી અને બધું આમ તૈયારી જ કરતાં હોય. એ બધા સ્વાર્થી, પોલમ્પોલ છે બધું. એ તો જરા સમજણમાં બેસે જેને, તે ઓળખી જાય.

બાકી, શિષ્ય ને ગુરુ એ બે વઢતા જ હોય, બેને જામેલી જ હોય આખો દહાડો. આપણે ગુરુને જરા મળવા જઈએ ને કહીએ કે 'કેમ, આ શું છે ?' ત્યારે એ કહે, 'પેલો સારો નથી. શિષ્ય એટલો બધો ખરાબ મળ્યો છે !' આપણે એ વાત શિષ્યને જણાવી ના દેવી. અને પછી શિષ્યને આપણે પૂછવું કે, 'કેમ ભઈ, આ શું હતું ?' ત્યારે એ કહે, 'આ ગુરુ રાશી મળ્યા છે, એવા ખરાબ મળ્યા છે !' આમાં કોની વાત સાચી ? આમાં એમનો દોષ નથી. કારણ કે કાળ એવો આવ્યો છે. તે કાળને લઈને આ બધું ઊભું થયું છે. પણ આવો કાળ આવે તે દહાડે જ્ઞાની પુરુષ પાકે !

શિષ્યને ગમે એટલું આવડતું હોય, પણ આ ગુરુઓ બધા એવા મળવાના ને ! કળિયુગના ગુરુઓ કેવા હોય ? શિષ્ય હોય તે કહે કે 'હું તો અજ્ઞાની છું, હું કશું જાણતો નથી' તોય પેલા છે તે આ બિચારાને માર માર કરે, આગળ ના વધવા દે. એ ગુરુઓ મરતાં સુધી ભૂલ કાઢે ને શિષ્યને હેરાન હેરાન કરી નાખે, તેલ કાઢી નાખે. છતાંય શિષ્યને મહીં જાળવી રાખનારા કોઈક હોય છે. પણ છેવટે દારૂખાનું માનવાનું, છેવટે એક દહાડો ફોડ્યા વગર રહે જ નહીં.

આ કાળમાં શિષ્યોની સહનશક્તિ નથી, ગુરુમાં એવી ઉદારતા નથી. નહીં તો ગુરુમાં તો બહુ ઉદારતા જોઈએ, બહુ ઉદાર મન જોઈએ. શિષ્યનું બધું ચલાવી લેવાની ઉદારતા હોય.

## આમ ધર્મ વગોવાઈ ગયો

શિષ્યો ગાળો દે તોય સમતા રાખે, એનું નામ ગુરુ કહેવાય. શિષ્ય તો નબળો છે જ પણ ગુરુ કંઈ નબળો થાય ? તમને કેમ લાગે છે ? ગુરુ તો નબળો ના હોય ને ! કો'ક દહાડો શિષ્યની ભૂલ થઈ જાય ને કંઈ અવળું બોલી ગયો તો ગુરુ ફેણ માંડે, તો પછી શિષ્ય તો શી રીતે આજ્ઞામાં રહે ? શિષ્યની ભૂલ થાય ને ગુરુ ભૂલ ના કરે ત્યારે શિષ્ય આજ્ઞામાં રહે. આ તો ગુરુની ભૂલ થાય, તો શિષ્ય શી રીતે આજ્ઞામાં રહે ? ગુરુની એક જ ભૂલ દેખે ને, તો શિષ્ય આજ્ઞામાં ના રહે. પણ તોય જો ગુરુની આજ્ઞામાં રહ્યો તો થઈ ગયું કલ્યાણ !

બધે જ સ્વચ્છંદી થઈ ગયા છે. શિષ્ય ગુરુને ગણતો નથી ને ગુરુ શિષ્યને ગણતો નથી પાછો ! શિષ્ય મનમાં વિચાર કરે કે 'ગુરુમાં અક્કલ ઓછી છે જરા. આપણે આપણી મેળે જુદે જુદું વિચારી લેવું. ગુરુ તો બોલે, પણ આપણે કરીએ ત્યારે ને !' એવું થઈ ગયું છે આ બધું. એટલે શિષ્યને ગુરુ કહેશે કે 'આમ કરજે' તો શિષ્ય મોંઢે 'હા' કહે, પણ પાછો કરે જુદું. એટલો બધો તો સ્વચ્છંદ ચાલ્યો છે. અને કોઈ એક શબ્દ સાચો પાળ્યો નથી. પાછો શિષ્ય કહેશે, 'ગુરુ તો બોલે, ચક્રમ છે જરા.' આવું બધું ચાલે છે.

નહીં તો સાચા ગુરુ ને શિષ્ય વચ્ચે તો પ્રેમનો આંકડો એવો સરસ હોય કે ગુરુ જે બોલે એ એને ગમે બહુ, એવો તો પ્રેમનો આંકડો હોય. પણ અત્યારે તો આ બન્નેમાં ઝઘડા ચાલ્યા કરતા હોય. ગુરુ કહેશે, 'આમ કરજે, હું તને કહું છું.' પણ શિષ્ય કરે નહીં. આ તો આખો દહાડો સાસુ-વહુના કચકચના ઝઘડા જેવું ગુરુ-શિષ્યમાં છે ત્યાં આગળ. શિષ્યનાં મનમાંય એમ થાય કે 'ક્યાં નાસી જઉં ?' પણ ક્યાં નાસી જાય બિચારો ? ઘેરથી તો નાસી છૂટ્યો, ઘેર તો આબરૂ બગાડી. હવે ક્યાં જાય ? પણ કોણ સંઘરે એને ? નોકરીમાંય કોઈ રાખે નહીં. હવે આમાં શું થાય ? ન ગુરુનું મહાતમ રહ્યું, ન શિષ્યનું મહાતમ રહ્યું, ને આખો ધર્મ વગોવાયો !

## શિષ્યે માત્ર કરવાનો, વિનય

બાકી, ગુરુના આધારે તો કેટલીક જગ્યાએ શિષ્યો હોય. શિષ્યોની આખી ચિંતા પેલા ગુરુને માથે હોય. એવી રીતે શિષ્યોનું ચાલ્યા કરે છે. કેટલાંક સાચા ગુરુ હોય છે મહીં સંસારમાં, તે કેટલાંક શિષ્યોનો ગુરુને માથે બોજો હોય છે અને ગુરુ જે કરે એ ખરું. એટલે જવાબદારી નહીં ને શાંતિ રહે. કોઈ આધાર તો જોઈએ જ ને ! નિરાધારી માણસ જીવી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં શિષ્યે કંઈ કરવાની જરૂર જ નહીં ?

**દાદાશ્રી :** શિષ્ય તો, એ બિચારો શું કરી શકે ! એ જો કરી શકતો હોય તો તો પછી ગુરુની જરૂર જ ના રહે ને ? શિષ્યથી પોતાથી કંઈ જ થઈ શકે નહીં. એ તો ગુરુની કૃપાથી બધું આગળ આગળ વધ્યે જાય. માણસ પોતાની જાતે કશું જ કરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** કૃપા ગુરુની જોઈએ, પણ શિષ્યે જ કરવું તો પડે ને ?

**દાદાશ્રી :** કશું કરવાનું જ નથી, ફક્ત વિનય કરવાનો છે. આ જગતમાં કરવાનું છેય શું ? વિનય કરવાનો. બીજું શું કરવાનું ? આ કંઈ રમકડાં રમાડવાના નથી કે દેવલાં ધોવાનાં નથી કે એવું તેવું છે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ પોતાને કશું કરવાનું જ નહીં ? ગુરુ જ બધું કરી દે ?

**દાદાશ્રી :** ગુરુ જ કરી આપે. પોતાને શું કરવાનું ?

**પ્રશ્નકર્તા :** તો પછી ગુરુ કઈ રીતે પહોંચાડે ?

**દાદાશ્રી :** ગુરુ એનાં ગુરુ પાસેથી લાવેલા હોય, એ એને આપે. સામાસામી બધું એ તો આગે સે ચલી આવેલી છે. એટલે ગુરુ જે આપે તે શિષ્યે લઈ લેવું.

**પ્રશ્નકર્તા :** કેટલાંક ગુરુઓ કહે છે કે અભ્યાસ કરો તો વસ્તુ મળશે.

**દાદાશ્રી :** હા, એ તો બધા બહુ લોકો એ જ કહે છે ને ! બીજું શું કહે ? 'આ કરો, તે કરો, તે કરો.' કરવાથી કોઈ દહાડો ભ્રાંતિ જાય ? ગુરુના કહ્યા પ્રમાણે કરવાનું જ હોય તો તો એવું થાય જ નહીં ને ? કો'કે કહ્યું કે

'આજે સાચું બોલો.' પણ સાચું બોલાય જ નહીં ને ? એ તો પુસ્તકોય બોલે છે. પુસ્તક ક્યાં નથી બોલતું ? એમાં કશું વળે નહીં ને ? પુસ્તકમાં કહે છે ને, કે 'પ્રામાણિકપણે ચાલો.' પણ કોઈ ચાલ્યો ? લાખો અવતાર સુધી આનું આ જ કર્યું, બીજું કર્યું જ નથી. ભાંગફોડ, ભાંગફોડ, ભાંગફોડ જ કરી.

## વર્તે એટલું જ વર્તાવી શકે

ગુરુ પાસે જઈએ તો ત્યાં આપણે કંઈ પાળવાનું હોય જ નહીં. પાળવાનું હોય તો આપણે એને ના કહીએ કે તું પાળ ભઈ, હું ક્યાં પાળું ? પાળી શકું તેમ હોત તો તારે ત્યાં શું કરવા હું આવ્યો ?' હવે નથી પળાતું એનું કારણ શું ? આ સામો માણસ જે કહેનાર છે એ પોતે જ પાળતો નથી. હંમેશાં ગુરુ પાળનાર હોય ત્યાં શિષ્ય અવશ્ય પાળે. બાકી, આ બનાવટો છે બધી. પછી પાછાં ગુરુ આપણને કહે, 'તમારામાં શક્તિ નથી. તમે પાળતા નથી.' અલ્યા, મારી શક્તિ શું કરવા તું ખોળે છે ? તારી શક્તિ જોઈએ. આ બધાને મેં કહી દીધેલું, 'મારી શક્તિ જોઈએ. તમારી શક્તિની જરૂર નથી.' અને બહાર બધે તો એવું જ ! જ્યાં ગુરુ થઈ બેઠો હોય, તેને એની પોતાની શક્તિ જોઈએ. પણ આ તો લોકોને તોપને બારે ચઢાવે કે, 'તમે કશું કરતા નથી !' અલ્યા ભઈ, કરતો હોત તો તારે ત્યાં હું શું કરવા આવત તે ? તારે ત્યાં શું કરવા અથડાત તે ? પણ આ તો કળિયુગનાં લોકોને સમજણ નહીં હોવાથી આ બધું તોફાન ચાલે છે. નહીં તો મારા જેવા જવાબ આપી દે ને ? ગુરુ જો ચોખ્ખા હોય તો આપણને અવશ્ય થઈ જ જાય અને નથી થતું તો ગુરુઓમાં જ પોલ છે. હા, એક્ઝેક્ટ પોલ છે, આ તમને કહી દઉં !

પોલનો અર્થ હું શું કહેવા માગું છું ? કે ગુરુ ખાનગીમાં બીડી પીતાં હોય તો તમારી બીડી ના છૂટે. નહીં તો કેમ ના બને ? એક્ઝેક્ટલી બની જવું જોઈએ. બધા ગુરુઓનો પહેલા રિવાજ જ એ હતો. ગુરુ એટલે શું ? કે પોતે બધું જ પાળે એટલે સામાથી સહજ પળાઈ જવાય. એ તમારી સમજમાં આવે ખરું ?

**પ્રશ્નકર્તા :** ગુરુ પાળે એટલે આપણાથી પળાઈ જવાય, એ મારા મગજમાં ઊતરતું નથી.

**દાદાશ્રી :** તો તો એનાં કરતાં ચોપડીઓ સારી. ચોપડીઓ એવું જ કહે

છે ને ? 'આમ કરો, તેમ કરો, ફલાણું કરો.' તે પેલાં જીવતા કરતાં ચોપડીઓ સારી. જીવતાને તો પાછાં પગે લાગવું પડે આમ !

**પ્રશ્નકર્તા :** એ નમ્રતા તો કેળવાય ખરી ને ?

**દાદાશ્રી :** એ નમ્રતાને શું કરવાની ? જ્યાં આપણને કશું મળે નહીં, આપણી આખી જિન્દગી ત્યાં ને ત્યાં જાય તોય આપણું લૂગડું કંઈ પલળે નહીં, તો એ પાણી શું કામનું તે ? એટલે આ બધું યુઝલેસ, વેસ્ટ ઓફ ટાઈમ એન્ડ એનર્જી !

આપને ના સમજાયું ? હું તમને કહું કે 'આ તમે છોડી દો' અને તમારાથી એ છૂટે નહીં એટલે જાણવું કે મારામાં દોષ છે. તમારે ના છૂટે તો તમારે મારામાં દોષ કાઢવો જોઈએ. તમારા બધા પ્રયત્ન લગાડતાંય નથી છૂટતું, તો એનું કારણ શું ? મારામાં દોષ છે તેથી જ ! હા, એનું કારણ કહેનારમાં દોષ હોવો જ જોઈએ !

'તમે આમ કરો, આ કરો' એવું કોઈ વચનબળવાળો કહે તો ચાલે. આ તો વચનબળ જ નથી, તેથી પેલાનું ગાડું ચાલતું જ નથી. આ તો એક જાતની કહેવાની કટેવ પડેલી હોય છે.

## એ સામર્થ્યતા જ સઘળું સંભાળી લે

અને બધેય કાયદો એવો જ હોવો જોઈએ કે ગુરુએ જ કરી આપવું જોઈએ. ગુરુની પાસે લોકો શા માટે જાય છે ? આ તો ગુરુથી થતું નથી એટલે ગુરુઓએ પેલાને માથે ઠોકી બેસાડ્યું કે 'તમે કંઈક કરો. તમે કરતા નથી, તમે કરતા નથી.' એટલે પછી આપણા લોકો એવું માની બેઠાં. ગુરુઓ ઠપકો આપે છે ને લોક સાંભળે છેય પાછાં ! અરે, એવાં ઠપકા સાંભળવાના ના હોય. પણ આ ગુરુઓ ખઈખપૂચીને પાછળ પડેલા, તે શિષ્યોને વઢવઢ જ કર્યા કરે છે કે, 'તમે કશું કરતા નથી, તમે આ કરતા નથી. અમે તમને કહીએ કે તમે આમ કરી લાવો.'

સાધકની દશા તો નરમ હોય. બધા સાધકો કોઈ એવા મજબૂત હોતા નથી. હવે નબળો માણસ તો બીજું શું બતાડે ? નબળાઈ જ બતાડે. તમારે

તો એમ કહેવાનું કે, 'સાહેબ, તમે જેવું અમારી પાસે માગો છો એવું જ તમે અમને કરી આપો. તમે આવડા મોટા ગુરુપદે બેઠા છો, ને પાછાં મને કરી લાવવાનું કહો છો ? પણ હું તો અપંગ છું, હું તો પાંગળો છું, તમારે મને ઊભો કરી આપવાનો. તમારે મને ખભે ઊંચકી લેવાનો હોય કે મારે તમને ખભે ઊંચકી લેવાના હોય ?' એવું ગુરુ પાસે આપણે ના બોલવું જોઈએ ? પણ આપણા દેશના સુંવાળા લોકો તો ગુરુ કહે તો કહેશે, 'હા, ત્યારે સાહેબ, કાલે કરી લાવીશ.' અલ્યા, આવું ચોખ્ખું કહી દે ને ! આવું ના બોલાય ? કેમ બોલતા નથી ? આ હું કોના પક્ષમાં બોલું છું ? હું કોના પક્ષની વાત કરું છું ?

**પ્રશ્નકર્તા :** અમારા પક્ષની વાત છે આ.

**દાદાશ્રી :** હા, તમારે એવું કહેવું જોઈએ કે, 'સાહેબ, તમે તો બળવાન છો ને હું તો નિર્બળ છું. આ હું તો તમે કહો એ કરવા તૈયાર છું. બાકી મારું ગજું જ નહીં, એટલે તમે જ કરી આપો અને જો ના કરી આપતા હોય તો હું બીજી દુકાને જઉં. તમારામાં બરકત હોય તો કહી દો અને બરકત ના હોય તો કહી દો, તો હું બીજી દુકાને જઉં. આપનાથી અશક્ય હોય તો હું બીજી જગ્યાએ જઉં, બીજા ગુરુ કરું.'

એટલે ગુરુ કોનું નામ કહેવાય ? કંઈ કરવાનું ના કહે, એનું નામ ગુરુ ! આ તો રસ્તે ચાલતા ગુરુ થઈ બેઠા છે. પાછાં કહેશે, 'પંગું લંઘયતે ગિરીમ્.' અરે આવું કહો છો, પણ અમને તમે તો કહો છો કે 'તું ચાલ.' તમે જ તો મને કહો છો કે 'મને તારે ખભે બેસાડી દે.' ગુરુ શું કહે છે ? 'મને ખભે બેસાડી દે.' 'અરે હું પાંગળો અને તમે મારે ખભે બેસવાનું કહો છો ?' આ વિરોધાભાસ ના કહેવાય ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થયો કે શિષ્યે કશી તસ્દી નહીં લેવાની, તસ્દી ગુરુએ જ બધી લેવાની ?

**દાદાશ્રી :** હા, ગુરુએ જ કરવાનું. તમારે જો કરવાનું હોય તો તમારે એમ કહેવું જોઈએ, 'ત્યારે સાહેબ, તમારે શું કરવાનું ? કહો. જો તમારે કશું કરવાનું નહીં ને આ હુકમ જ કરવાનો હોય, તો એનાં કરતાં હું મારે ઘેર

મારી વાઈફનો હુકમ માનીશ. વાઈફેય પુસ્તકમાં જોઈને કહેશે ! તમેય જો પુસ્તકમાં જોઈને, શાસ્ત્રમાં જોઈને કહો છો, તો એય પુસ્તકમાં જોઈને કહેશે. 'આમ કરો' કહેવાથી નહીં ચાલે. તમે કંઈક કરવા લાગો. મારાથી ના થાય એ તમે કરો, ને તમારાથી ના થાય એ અમે કરીએ. એવું વહેંચણ કરી લો.' ત્યારે પેલા ગુરુઓ શું કહે ? 'અમે શાનાં કરીએ ?' ત્યારે આપણે કહીએ, 'ત્યારે તમારી પાસે શુક્કરવાર વળે નહીં અને શનિવાર મારો થાય નહીં.' એવું કહી દેવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** પણ સામેવાળી વ્યક્તિ બરાબર ન હોય તો શું ?

**દાદાશ્રી :** સામેવાળી વ્યક્તિને જોવાની જરૂર નથી. ગુરુ સારા હોવા જોઈએ. વ્યક્તિ તો છે જ એવી, સમર્થ નથી જ બિચારી. એ તો એમ જ કહે છે ને કે, 'સાહેબ, હું સમર્થ નથી, ત્યારે જ તમારી પાસે આવ્યો છું. અને મારે કરવાનું હોતું હશે ?' ત્યારે એ કહે, 'ના, તારે કરવું પડશે.' તો એ ગુરુ જ ન્હોય. જો મારે કરવું પડતું હોય તો આપના શરણે શું કરવા આવું ? આપના જેવા સમર્થને ખોળી શું કરવા કાઢત ? એટલું જરા તમે વિચારો તો ખરા ! આપ સમર્થ છો અને હું તો નબળો જ છું. મારાથી થતું જ નથી તેથી તો આપના શરણે આવ્યો, ને મારે જો કરવાપણું રહેવાનું હોય તો આપ કેવા ? નબળા જ કહેવાઓને ! આપ સમર્થ કહેવાય કેમ કરીને ? કારણ કે સમર્થ તો બધું કરી શકે.

આ તો ગુરુમાં બરકત છે નહીં, એટલે જ સામી વ્યક્તિને બોજો હોય. અને ગુરુઓમાં બરકત નથી, ત્યારે સામી વ્યક્તિનો દોષ કાઢે. ધણીમાં બરકત ના હોય તો બૈરીનો દોષ કાઢે. નબળો ધણી બૈરી પર શૂરો, એવી કહેવત ચાલે છે સંસારમાં. એવી રીતે આ ગુરુઓ નબળા છે ને, તે શિષ્ય પર શૂરા થાય છે ને શિષ્યનું તેલ કાઢી નાખે છે કે 'તમારાથી કાંઈ થતું નથી.' ત્યારે તમે શું કરવા અહીં આગળ મોટા ગુરુ થઈને આવ્યા છો તે ? અરે, વગર કામના શિષ્યોને શું કરવા વઢો છો ? બિચારા એ દુઃખી છે તેથી તો તમારી પાસે આવ્યા છે, ને ત્યારે તમે વઢો છો પાછાં ઉપરથી ! ઘેર બૈરી વઢે અને અહીં તમે વઢો, ત્યારે એનો પાર ક્યારે આવે તે ?

ગુરુ તો એનું નામ કે શિષ્યને વઢે નહીં, શિષ્યને રક્ષા આપે, શિષ્યને

આશરો આપે. આ કળિયુગના ગુરુઓને ગુરુ જ કેમ કહેવાય તે ? આખો દહાડો શિષ્યને ગોદા માર માર કરે. એ રસ્તો જ ન્હોય ને !

ભગવાનના વખતમાં કોઈ એવું કહેતા નહોતા કે 'આટલું કરવું પડશે.' જ્યારે આ બધા તો કહેશે, 'આટલું તો કરવું પડશે.' ત્યારે પેલા શું કહેશે ? 'સાહેબ, કાંઈ થતું નથી, કાંઈ થતું નથી.' અલ્યા, તો તો પથરો થઈ જઈશ. કારણ કે જેવું ચિંતવે એવો થઈ જાય. 'કાંઈ થતું નથી' એવું ચિંતવે તો એવો થઈ જાય કે ના થઈ જાય ? એ તો લોકોને સમજણ નથી એટલે ચાલે છે પોલમ્પોલ બધું. હંમેશાં જે ગુરુ કરી આપતા ના હોય તે ગુરુ માથે પડેલા છે. અને તમારે તો ડૉક્ટરને ના કહેવું પડે કે 'મને કશુંક દર્દ છે, તે મને ખબર નથી. એની મેળે કંઈ થઈ ગયું છે. તમે મને દર્દમુક્ત કરી આપો' એવું ?

**પ્રશ્નકર્તા :** હા, કહેવું જોઈએ.

**દાદાશ્રી :** એટલે ગુરુએ જ કરી આપવું જોઈએ. બધું એ શીખવાડી દે. પછી વાંચવાનું કહે કે 'આટલું વાંચીને આવજે.' પણ શીખવાડી દે બધુંય. આ તો બૈરી છોકરાવાળા, નોકરીઓ કરતાં હોય, તે ક્યારે કરી રહે બિચારાં ? જ્યારે ગુરુમાં તો બહુ શક્તિ હોય, અપાર શક્તિ હોય, એ બધું જ કરી આપે. ગુરુએ કહેવું જોઈએ કે, 'તારામાં સમજણ ના હોય, પણ હું છું ને ! હું બેઠો છું ને ! તારે ગભરાવાનું નહીં. જો તને સમજણ નથી પડતી તો તું મારી પાસેથી બધું લઈ જા.' અને મેં પણ આ બધાને કહ્યું છે કે, 'તમારે કોઈએ કશું કરવાનું નહીં. મારે કરવાનું. તમારામાં જે નબળાઈ હોય તે બધી મારે કાઢવાની.'

## દાદાએ ભેલાડ્યું છે જ્ઞાન ગહન

હું તો શું કહું છું કે મારી જોડે ચાલો બધાં. ત્યારે કહે, 'ના, તમે એક ડગલું આગળ.' ત્યારે હું કહું કે એક ડગલું આગળ, પણ મારી જોડે ચાલો. હું તમને શિષ્ય બનાવવા માગતો નથી. હું તમને ભગવાન બનાવવા માગું છું. તમે છો જ ભગવાન, તે તમારું પદ તમને અપાવવા માગું છું. હું કહું છું કે તું મારા જેવો થા બરોબર ! તું ઝળકાટવાળો થા. મારે જે ઈચ્છા છે એ તું થઈ જા ને !

મેં તો મારી પાસે કશું રાખ્યું નથી, બધું તમને આપી દીધું છે. મેં કશું ગજવામાં રાખી મૂક્યું નથી. જે હતું એ બધું જ આપી દીધું છે, સર્વસ્વ આપી દીધું છે ! પૂર્ણદશાનું આપેલું છે બધું. અને અમારે તો તમારી પાસેથી કશું જોઈતું નથી. અમે તો આપવા આવ્યા છીએ, બધું અમારું જ્ઞાન આપવા આવ્યા છીએ. એટલે જ આ બધું ઓપન કર્યું છે. તેથી લખ્યું ને, 'દાદા જ ભોળા છે, ભેલાડ્યું છે જ્ઞાન ગહન.'

જ્ઞાન કોઈ ભેલાડે જ નહીં ને ! અરે, આ ભેલાડવા દો ને ! તો લોકોને શાંતિ થાય, ટાઢક થાય. અહીં મારી પાસે રાખીને હું શું કરું ? એને દબાવીને સૂઈ જાઉં ?

અને નિયમ એવો છે કે આ દુનિયામાં દરેક ચીજ આપેલી એ ઘટે, અને ફક્ત જ્ઞાન આપેલું એ વધે ! એવો સ્વભાવ છે. જ્ઞાન એકલું જ ! બીજું કશું નહીં. બીજું બધું તો ઘટે. મને એક જણ કહે છે કે, 'તમે જેટલું જાણો છો એટલું કેમ કહી દો છો ? થોડુંક દાબડીમાં રાખતા નથી ?' મેં કહ્યું, અલ્યા, આપવાથી તો વધે ! મારું વધે ને એનુંય વધતું હોય, તો શું ખોટ જાય છે મારામાં ? મારે જ્ઞાન દાબડીમાં રાખીને ગુરુ થઈ બેસવું નથી કે એ મારા પગ દબાવ્યા કરે. એ તો પછી અંગ્રેજોનાં જેવો વેશ થશે, કે એમણે બધાય જ્ઞાન દાબડીમાં રાખ્યા. 'Know-How'ના પણ એ લોકોએ પૈસા લીધા. તેથી તો આ જ્ઞાન બધું પાણીમાં ડૂબી જશે. અને આપણા લોકો આપ્યે રાખતા હતા, છૂટ્ટે હાથ આપ્યે રાખતા હતા. આયુર્વેદના જ્ઞાન આપતા હતા, પછી બીજું જ્યોતિષવિદ્યાનું જ્ઞાન આપતા હતા, અધ્યાત્મજ્ઞાન આપતા હતા, બધું છૂટાં હાથે આપતા હતા.

અને આ કંઈ છૂપું રાખેલું જ્ઞાન નથી. અહીં વ્યવહારમાં તો ગુરુઓ ઓટીમાં ઘાલી રાખે થોડું. કહેશે, 'શિષ્ય વાંકો છે તે ચઢી બેસે, સામો થાય ત્યારે આપણે શું કરીશું ?' કારણ કે એ ગુરુને વ્યવહારનું સુખ જોઈતું હોય. ખાવા-પીવાનું, બીજું બધું જોઈતું હોય. પગ ફાટતા હોય તો શિષ્ય પગ દબાવતા હોય. તે જો પછી શિષ્ય એમના જેવો થઈ જાય તો પછી એ પગ ના દબાવે, તો શું થાય ? એટલે એ ચાવીઓ થોડીક રહેવા દે.

તેથી ગુરુઓનો મત એવો હોય છે કે આપણે દસ ટકા આપણી પાસે

અનામત રાખવું અને પછી બાકીનું આપવું. એમની પાસે સેવન્ટી પરસેન્ટ હોય, એમાંથી દસ ટકા અનામત રાખે. જ્યારે મારી પાસે પંચાણું ટકા છે, તે બધું આપી દઉં છું. તમને સદ્યું તો સદ્યું, નહીં તો જુલાબ થઈ જશે. પણ તે કંઈ ફાયદો થશે તો ખરો ને !

એટલે અત્યારે ગુરુઓ એવા પેસી ગયા છે કે મહીં દાબડીમાં રહેવા દઈને પછી બીજું આપે. એટલે શિષ્ય જાણે કે 'હજુ આપણને મળતું નથી, ધીમે ધીમે મળશે.' તે ગુરુ ધીમે ધીમે આપે. પણ આપી દે ને અહીંથી, એટલે આનું રાગે પડી જાય. કોઈ આપે જ નહીં ને ! લાલચુ લોકો આપતા હશે ? સંસારની જેને લાલચ છે એ માણસ એ જેટલું જાણતો હોય એટલું જ્ઞાન પૂરેપૂરું ચોખ્ખે ચોખ્ખું આપી શકે નહીં. લાલચનાં બદલામાં રહેવા દે એની પાસે.

**પ્રશ્નકર્તા :** પણ એને શિષ્ય મળ્યો છે એ લાલચુ જ મળ્યો છે ને ? એને બધું લઈ લેવું છે ને ?

**દાદાશ્રી :** શિષ્ય તો લાલચુ જ છે. મારું કહેવાનું કે શિષ્ય તો લાલચુ જ હોય. એને તો બિચારાને ઈચ્છા જ છે કે 'મને આ જ્ઞાન મળી જાય તો સારું.' એ લાલચ હોય જ. પણ આ ગુરુ યે લાલચુ ? તે કેમ પોષાય ? એટલે પોતે એડવાન્સ થાય જ નહીં, પોતે આગળ વધે નહીં અને શિષ્યોનેય મુશ્કેલીમાં નાખે. તે એવું થયું છે આ હિન્દુસ્તાનમાં અત્યારે.

## ને આમ રાગે પાડી આપ્યું

ગુરુ સારા હોય એટલે બીજી ભાંજગડ ના હોય. આ કાળમાં ચોખ્ખા ગુરુ મળવા, વેપારી ના હોય એવા ગુરુ મળવા બહુ પુણ્યૈ કહેવાય. નહીં તો ગુરુ શું કરે છે ? શિષ્યની પાસેથી એની નબળાઈઓ જાણી લે છે અને પછી નબળાઈની લગામ પકડે છે, ને હેરાન હેરાન કરી નાખે લોકોને ! નબળાઈ તો એ બિચારો ગુરુ પાસે ખુલ્લી ના કરે તો ક્યાં ખુલ્લી કરે ?

**પ્રશ્નકર્તા :** અત્યારે અમુક ગુરુઓ છે, કહેવાતા ગુરુઓ જે છે, પણ એ આમ તો ખરેખર લોકોનું શોષણ જ કરતા હોય છે.

**દાદાશ્રી :** અને એકાદ-બે ગુરુઓ સાચા હોય, સીધા હોય, ત્યારે

આવડત ના હોય. પ્રપંચી ગુરુઓ તો બહુ હોશિયાર હોય અને જાતજાતના આમ વેશ કરતા હોય.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ માણસ મુક્ત થવા માટે ગુરુનો આશ્રય લે છે, પણ પછી એ ગુરુની પકડમાંથી મુક્ત થઈ શકતો નથી. એટલે ગુરુથી પણ મુક્ત થવાની જરૂર છે, એવું નથી લાગતું ?

**દાદાશ્રી :** હા, મને સુરતમાં એક શેઠ મળ્યા. તે મને કહે છે, 'સાહેબ, મને બચાવો !' મેં કહ્યું, 'શું છે ? તને કંઈ નુકસાન થયું છે ?' ત્યારે એ કહે છે, 'મારા ગુરુએ એવું કહ્યું કે તને હું ખેદાન-મેદાન કરી નાખીશ. તો એ મને એવું કરી નાખશે તો હું શું કરીશ ? મારું શું થશે હવે ?' પછી મેં પૂછયું, 'તારો એની જોડે શું વ્યવહાર થયો છે એવો કે આટલો બધો ભારે શબ્દ કહ્યો તને ? કંઈ લાગતું-વળગતું છે એની જોડે ? કંઈ લાગતું-વળગતું હોય તો એવું બોલે ને ?' ત્યારે એ કહે છે, 'મારાં ગુરુ કહે છે કે પચાસ હજાર રૂપિયા મોકલી આપ, નહીં તો હું તને ખેદાન-મેદાન કરી નાખીશ.' 'અલ્યા, પૈસાનો વેપાર કર્યો તે એની જોડે ? ધીરધાર કરી છે ?' ત્યારે એ કહે છે, 'ના, ધીરધાર નહીં. પણ એ જ્યારે જ્યારે કહે કે પચ્ચીસ હજાર આપી જા, નહીં તો તારું બગડશે એ તું જાણે, એટલે હું ભડકનો માર્યો એને રૂપિયા આપી આવું. એટલે અત્યાર સુધીમાં સવા લાખ રૂપિયા ગયા છે. હવે બીજાં પચાસ હજાર રૂપિયા મારી પાસે છે નહીં, એટલે હું ક્યાંથી લાવીને આપું ? તે હવે એમણે કહેવડાવ્યું છે કે તારું બધું ખેદાન-મેદાન કરી નાખીશ.'

ત્યારે મેં કહ્યું, 'ભઈ, હેંડ, તને અમે રક્ષણ આપીશું. તારું ખેદાન-મેદાન નહીં થાય. તારાં ગુરુ જે કરશે ને, તે અમે હાથ ધરીશું, તને ખેદાન મેદાન નહીં થવા દઈએ. પણ હવે ત્યાં આગળ કશું મોકલીશ નહીં, પ્રેમ આવે તો મોકલજે. તને પ્રેમ આવે, ઉછાળો આવે તો મોકલજે. પણ ભયના માર્યો ના મોકલીશ. નહીં તો એ તો વધારે ચગશે. તું ભડકીશ નહીં. તારા ગુરુનું અવળું ચિંતવન ના કરીશ. કારણ કે તારી ભૂલથી આ ગુરુ લઈ ગયા છે. કંઈ એમની ભૂલથી લઈ ગયા નથી આ.'

એની પોતાની ભૂલથી જ લઈ ગયા ને ! એને લાલચ હશે કંઈક ત્યારે

ને ! કંઈક લાલચ હશે ત્યારે આ ગુરુ રાખ્યા હતા ને ! અને તો જ પૈસા આપે ને ! એટલે લાલચથી આ ઠગ્યા છે. અને આ લોકો બધા હાથમાં આવેલું પછી છોડે નહીં. દુષમકાળનાં લોક, એમને પોતાની અધોગતિ થશે કે શું થશે એની કંઈ પડેલી નથી. શિકાર હાથમાં આવવો જોઈએ. પણ એ તો શું કહે છે ? 'અમારા ભગત છે' એવું કહે છે ને ? 'શિકાર' નથી કહેતાં એટલું સારું છે અને પેલા શિકારી માણસ તો 'શિકાર' કહે.

પછી મેં એને કહ્યું, 'તેં ગુરુના નામ પર કશું કર્યું ?' ત્યારે એ કહે છે, 'હા, એમનાં ફોટા જે પૂજતો હતો તે પછી તાપી નદીમાં નાખી આવ્યો. બહુ આવું પજવે એટલે મને રીસ ચઢી ! તેથી નાખી આવ્યો.' 'અલ્યા, પણ તેં પૂજ્યા શું કરવા ? અને પૂજ્યા તો પછી તાપીમાં નાખ્યા શું કરવા ? ગુરુએ તને એમ નહોતું કહ્યું કે તું પૂજીને તાપીમાં નાખજે. નહીં તો પૂજીશ જ નહીં પહેલેથી. પૂજ્યા માટે જોખમદારી તારી થઈ. આ તો તેં ખોટું કર્યું. આગલે દહાડે ભજતો હોય અને બીજે દહાડે નાખે પાણીમાં ! ભજનારો તું અને ઉખાડનારોય તું, પોતે ને પોતે ભજનારો અને પોતે ઉખાડનારો ! આ ગુનો ખરો કે નહીં ? તો ભજતો હતો શું કરવા ત્યારે ? અને જો આ ઉખાડવાનું થયું તો વિધિપૂર્વક ઉખાડો. આવું ના ચાલે. કારણ કે જે ફોટાની આજે પૂજા કરતો હતો, એને કાલે નદીમાં પધરાવી દઉં, એ હિંસા થઈ કહેવાય.' આપણે જાણીએ કે આ ભગવાનનો ફોટો છે, ને પછી આપણે જો ડૂબાડીએ તો આપણી ભૂલ છે. ના જાણતા હોય, અજાણતાં હોય તો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** ગુરુએ એવું કર્યું ત્યારે એને નાખવું પડ્યું ને ? ગુરુ નિમિત્ત બન્યા ને, એમાં ? એ દોષિત થયા ને ?

**દાદાશ્રી :** ગુરુ ગમે તે કરે, પણ આપણાથી ભૂલ ન થવી જોઈએ. આપણી ભૂલનાં કર્મ આપણને લાગે, એમની ભૂલનાં કર્મ એમને લાગે. તમે મારું અપમાન કરી જાવ, ગાળો ભાંડો, તો હું વઢું-કરું તો મને કર્મ લાગે. મારે તો એવું કરવાની જરૂર જ ક્યાં છે ? તમે તો કર્મ બાંધો. તમે શ્રીમંત હો, શક્તિવાળા હો, તો બાંધો. અમારે એવી શક્તિ યે નથી ને અમારી શ્રીમંતાઈ યે નથી એવી ! એવી શક્તિ હોય તો કર્મ બાંધે ને ? એટલે આપણાથી એવું ના કહેવાય. આ કૂતરું બચકું ભરે એટલે આપણેય બચકું ભરવાનું ? એ તો ભરે જ !

**પ્રશ્નકર્તા :** એવાં ગુરુના ફોટાને નદીમાં નાખી દે તો પાપ શી રીતે લાગે ?

**દાદાશ્રી :** આવું બોલાય નહીં, આપણે ના બોલાય. એ ગુરુમાં ભગવાન રહેલા છે. એ ગુરુ ભલે ખરાબ છે, પણ ભગવાન રહેલા છે ને ! આપણે એમને નિર્દોષ જ જોવા જોઈએ. આપણા પૂર્વના કંઈ પાપ હશે ત્યારે ફસાયા ને આવા ગુરુ મળી આવ્યા. નહીં તો મળે જ નહીં ને ! ગયા અવતારનું ઋણાનુબંધ તેથી આ ભેગા થયા ને ! નહીં તો ક્યાંથી ભેગા થાય ? બીજાં લોકોને ભેગા નથી થયા ને આપણે ભાગ ક્યાંથી આવ્યા ?

એટલે પછી મેં એને વિધિ કરી આપી અને કહ્યું કે, 'ગુરુના નામનું ખરાબ બોલીશ નહીં, એના નામનું ખરાબ વિચારીશ નહીં, ગુરુના નામનું વેર ના રાખીશ.' એને મનમાં પ્રતિક્રમણ કરાવડાવ્યા, બધું શીખવાડ્યું. એ માણસને બધો રસ્તો કરી આપ્યો અને નદીમાં ફોટાં નાખી આવ્યો, એની કેવી વિધિ કરવાની તે મેં એને બતાવ્યું. પછી એને રાગે પડી ગયું.

પછી બાર મહિના સુધી ના ગયો એટલે ગુરુએ જાણ્યું કે આ કો'કે આને હઠાવ્યો. એટલે બાર મહિના પછી ગુરુએ કાગળ લખ્યો કે, 'તમે આવો. તમને કોઈ જાતની હરકત નહીં કરું.' પેલી લોટ ખાવાની જે ટેવ છે તે એને મારે છે, લાલચ ! હવે પેલો જતો નથી. કારણ કે આ માછલાં એક ફેરો પકડાયા પછી છૂટી જાય, પછી ફરી જાળમાં ફસાય કે ? જે લાલચુ હોય તેને ગુરુ ના કરવા. લાલચુ ના હોય, સ્વતંત્ર હોય એને ગુરુ કરવા. ગુરુ કહે કે 'ચલે જાવ' ત્યારે કહીએ કે 'સા'બ, આપકી મરજી. અમારું ઘર છે જ. નહીં તો મારી વાઈફેય ગુરુ જ છે મારી !'

## નહીં તો બૈરીનેય ગુરુ કરાય

ગુરુ કરવાં ના ફાવે અને ગુરુ વગર જંપ ના વળે તો બૈરીને કહેવું 'તું અવળી ફરીને બેસી જા. હું તને ગુરુ તરીકે સ્વીકારું.' મોઢું ના દેખવું, હં ! 'અવળી ફરી જા' કહીએ ! મૂર્તિ તો જીવતીને !

હા, એટલે બૈરીને ગુરુ કરજે. તમારે શું કરવું છે ? પૈણ્યા નથી હજુ ?

**પ્રશ્નકર્તા :** પૈણ્યો છું ને !

**દાદાશ્રી :** ત્યારે એને ગુરુ કરવાની. એ આપણા ઘરની તો ખરી. ઘી ઢોળાયું તોય ખીચડીમાં !

**પ્રશ્નકર્તા :** એનાથી ફાયદો શું ? જ્ઞાની જોઈએ ને ?

**દાદાશ્રી :** ત્યારે બહારનું અત્યારના ગુરુ યે શું આપી દેવાના છે ? બાકી બૈરીને તો બધાંએ ગુરુ કરેલી જ હોય. એ તો મોંઢે કોઈ બોલે નહીં એટલું જ !

**પ્રશ્નકર્તા :** પણ બધાંની વચ્ચે બોલાય નહીં ને !

**દાદાશ્રી :** બોલે નહીં, પણ હું જાણું બધાને. હું કહું યે ખરો કે હજુ 'ગુરુ' નથી આવ્યા ત્યાં સુધી આ ડાહ્યો દેખાય છે. તે આવવા તો દો ! ને તે વાંધોય નહીં. પણ આપણી અક્કલ એવી હોવી જોઈએ કે એનો લાભ ના ઉઠાવે. આપણને ભજિયાં કરી આપે, જલેબી કરી આપે, લાડવા કરી આપે, પછી એને ગુરુ કરવામાં શું વાંધો ? એટલે બહાર કોઈ ગુરુ ઉપર ઉછાળો ના આવે તો બૈરીને કહીએ 'તું મારી ગુરુ, હું તારો ગુરુ, ચાલ આવી જા !' તે ઉછાળો તો આવે બળ્યો ! એનેય ઉછાળો આવે ને આપણનેય ઉછાળો આવે. જેના પર ઉછાળો ના આવે એ ગુરુ કરીએ, એના કરતાં વહુને ગુરુ કરીએ તો શું ખોટું ? કારણ કે મહીં ભગવાન બેઠેલા છે ! પછી ભણેલી કે ના ભણેલી એની ત્યાં કિંમત જ નથી.

એટલે ગુરુ સારા ના મળે તો છેવટે બૈરીનેય ગુરુ કરવી ! કારણ કે ગુરુને પૂછીને ચાલીએ તો સારું રહે. પૂછીએ જ નહીં, તો પછી એ રખડી મરે. 'તમે શું કહો છો ? તમે કહો એ પ્રમાણે કરીએ' એમ આપણે કહીએ. અને બૈરીએ ધણીમાં ગુરુ સ્થાપન કરવાનું કે, 'તમે શું કહો છો એ પ્રમાણે હું કરું.' આ બીજા ગુરુઓ-પ્રપંચી ગુરુઓ કરવા તેના કરતાં ઘરમાં પ્રપંચ તો નહીં ! એટલે બૈરીને ગુરુ કરીને પણ સ્થાપન કરવું જોઈએ. પણ એક તો ગુરુ જોઈએ ને !

## ગુરુ મળ્યા છતાં ?

**પ્રશ્નકર્તા :** ગુરુદેવ તરીકે મેં એક સંતને સ્વીકાર્યા છે. તો મારે જપ

કરવા માટે તેમના નામસ્મરણ કરવાને બદલે બીજાનું નામસ્મરણ જપ તરીકે સ્વીકારી શકું ?

**દાદાશ્રી :** આપને જો કોઈ અધૂરાશ રહેતી હોય તો બીજાનું નામ સ્મરણ લેવું. પણ અધૂરાશ રહે છે કોઈ ? ના. એટલે ક્રોધ-માન-માયા-લોભ રહેતા નથી ને ?

**પ્રશ્નકર્તા :** એવું તો મહીં બધું થાય છે.

**દાદાશ્રી :** ચિંતા ?

**પ્રશ્નકર્તા :** ચિંતા રહે, પણ ઓછી !

**દાદાશ્રી :** પણ ચિંતા થાય તો પછી, જેનું નામ લેવાથી ચિંતા થાય એનું નામ લેવાનો અર્થ જ શો છે ? મીનિંગલેસ ! ક્રોધ-માન-માયા-લોભ થાય, તો એ નામ લેવાનો શો અર્થ ? આવું તો આ ક્રોધ-માન-માયા-લોભ બીજાનેય થાય છે ને આપણનેય થાય છે, એટલે તમારું કામ પૂરું ના થયું.

તો પછી હવે દુકાન બદલો. ક્યાં સુધી એકની એક દુકાનમાં પડી રહેવું ? તમારે પડી રહેવું હોય તો પડી રહેજો. બાકી, હું તો આ તમને સલાહ આપું છું. તમારું કામ થયેલું હોય તો ત્યાં વાંધો નહીં. એ એક જ જગ્યાએ રહે, તો બીજી જગ્યાએ ડખલ કરવાની જરૂર નહીં.

મતભેદ પડતા હોય, તો પછી ગુરુદેવે શું કર્યું ? ગુરુદેવ એનું નામ કે બધું દુઃખ ટાળે.

**પ્રશ્નકર્તા :** એ ગુરુની વાત બરાબર છે પણ આ તો મારા સ્વયં અંતઃસ્ફૂરણાથી મેં ગુરુ સ્વીકારેલા.

**દાદાશ્રી :** એ બરાબર છે. એનો વાંધો નહીં. પણ આપણે બાર વર્ષ સુધી દવા પીધી અને મહીં રોગ ના મટ્યો, ત્યારે બળ્યો એ ડૉક્ટર ને દવા યે બળી એને ઘેર રહી ! અનંત અવતાર આનું આ જ કર્યું છે અને ભટક ભટક કર્યા છે !

**પ્રશ્નકર્તા :** પણ આમાં ગુરુદેવનો વાંક કાઢવો કે મારો પોતાનો વાંક ?

**દાદાશ્રી :** ગુરુનો વાંક ! અત્યારે મારી પાસે સાઈઠ હજાર લોકો છે, પણ તેમાં કોઈને દુઃખ થાય તો મારો વાંક. એમનો શાનો વાંક બિચારાનો ? એ તો દુખિયા છે માટે મારી પાસે આવ્યા અને જો સુખિયા ના થાય તો પછી મારી ભૂલ છે.

આ તો ગુરુદેવે ઠોકી બેસાડેલું કે પોતાનાથી બીજાને સુખિયા ના કરાય એટલે કહે, 'તમે વાંકા, આવા વાંકા તેથી થાય છે આવું ?' વકીલ એના અસીલને શું કહે કે, 'તારું કર્મ ફૂટલું છે તેથી આવું અવળું થયું.'

બાકી, ગુરુ કેવા હોવા જોઈએ ? સર્વસ્વ દુઃખ લઈ લે ! બીજા તો ગુરુ કહેવાતા હશે ?

**પ્રશ્નકર્તા :** પણ મને મારી પ્રકૃતિનો વાંક લાગે છે.

**દાદાશ્રી :** પ્રકૃતિનો વાંધો નથી. ગુરુ તો ગમે તેવી તમારી પ્રકૃતિ હોય પણ લઈ લે. આ ગુરુ થઈ બેસે છે તે અમથા થઈ બેસે છે ? લોક તો ગમે તે દુકાનમાં બેસી જઈને કાલાવાલા કર્યા કરે. એમ ના જુએ કે ક્રોધ-માન-માયા-લોભની ટાઢ વાયા કરે. એ શું કામનું તે ? પણ આપણા લોકોને આ જ કુટેવ છે. જેની દુકાનમાં પડ્યો પાથર્યો રહે, પણ એમ ના જુએ કે ક્રોધ-માન-માયા-લોભ ગયા ? નબળાઈ ગઈ ? મતભેદ ઓછાં થયા ? કંઈ ચિંતા ઘટી ? ઉકળાટ ઘટ્યો ? આધિ, વ્યાધિ, ઉપાધિ ઘટી ? ત્યારે કહે, 'કશુંય ઘટ્યું નથી.' ત્યારે અલ્યા, એ મેલને પૂળો અહીંથી, આ દુકાનમાંથી કાઢી નાખને ! એવું ના સમજાય બળ્યું ?

આ તો ગુરુઓની ભૂલ છે બધી. આ કોઈ ગુરુ 'હા' પાડે નહીં. સાચી વાત કહેવા હું આવ્યો છું. મને કોઈની જોડે ભેદ નથી કે કોઈની જોડે ભાંજગડ નથી ! બાકી, કોઈ ગુરુ હા નહીં પાડે. કારણ કે એમની ધજા બરોબર નથી. ગુરુ થઈ બેઠા છે, ચડી બેઠા છે પબ્લિક પર !

## ક્લેશ કાઢે તે સાચા ગુરુ

ગુરુ એ કે આપણને ક્લેશ ના થાય એવી સમજણ પાડે. આખા મહિનામાંય ક્લેશ ના થાય એવી સમજણ પાડે, એનું નામ ગુરુ કહેવાય. અને

આપણને જો ક્લેશ થતો હોય તો સમજવું કે ગુરુ મળ્યો નથી. કઢાપો-અજંપો થાય તો ગુરુ કર્યાનો અર્થ શો છે તે ? ને ગુરુને કહી દેવું કે, 'સાહેબ, તમારો કઢાપો-અજંપો ગયો નથી લાગતો. નહીં તો મારો કઢાપો-અજંપો કેમ ના જાય ? મારો જાય એવો હોય તો જ હું તમારી પાસે ફરી આવું. નહીં તો 'રામ રામ, જય સચ્ચિદાનંદ' કહીએ ! આવી દુકાનો ફરી ફરીને તો અત્યાર સુધી અનંત અવતાર ભટક્યો ! અને કશું ના થતું હોય તો ગુરુને કહી દેવાનું કે, 'સાહેબ, આપ બહુ મોટા માણસ મળ્યા છો, પણ અમને કશું થતું નથી. માટે જો ઉપાય હોય તો કરી જુઓ, નહીં તો અમે જઈએ હવે.' આમ ચોખ્ખું કહેવું ના જોઈએ ? આપણે દુકાને જઈએ તોય કહીએ છીએ કે, 'ભઈ, રેશમી માલ ના હોય તો અમારે ખાદી જોઈતી નથી.'

ગુરુ તો આપણે જેની સમજણપૂર્વક પૂજા કરી હોય, બધું આપણું માલિકીભાવ સોંપ્યો હોય ત્યારે એ ગુરુ કહેવાય, નહીં તો ગુરુ શેનો ? આપણું અંધારું દૂર કર્યું હોય એમના દેખાડ્યા રસ્તે ચાલીએ તો ક્રોધ-માન-માયા-લોભ ઓછાં થતા જતા હોય, મતભેદ ઓછા થતા હોય, ચિંતા-ક્લેશ થાય નહીં બિલકુલેય. ક્લેશ થાય તો તો ગુરુ છે જ નહીં મૂઆ, એ ખોટાં બધાં !

## ન વેડફાય એક ગુરુમાં મનુષ્ય ભવ

લોકો તો એક ગુરુ કરીને અટક્યા છે, આપણે ના અટકાય. સમાધાન થાય નહીં ત્યાં ગુરુ બદલી જ નાખવાના. જ્યાં આગળ આપણા મનનું સમાધાન વધે, અસંતોષ ના થાય, જ્યાં અટકવાનું મન થાય ત્યાં અટકી જવું. બાકી આ લોકો અટક્યા છે એમ માનીને અટકવું નહીં. કારણ કે એમાં તો અનંત અવતાર બગડ્યા છે. મનુષ્યપણું વારેઘડીએ હોતું નથી અને ત્યાં આગળ અટકીને બેસી રહીએ તો આપણું નકામું જાય. એમ કરતાં કરતાં ખોળતાં ખોળતાં કો'ક દહાડે મળી આવશે. મળી આવે કે ના મળી આવે ? આપણે મુખ્ય વસ્તુ ખોળવી છે. ખોળનારને મળી આવે છે. જેને ખોળવા નથી ને 'આ અમારા ભાઈબંધ જાય છે ત્યાં જઈશું' એ બગડી ગયું !

## વ્યવહારમાં ગુરુ : નિશ્ચયમાં જ્ઞાની

**પ્રશ્નકર્તા :** આપણે જેને ગુરુ તરીકે સ્વીકાર્યા હોય, એ જ્ઞાની ન હોય.

જ્ઞાની તો આપ કહેવાઓ. તો ગુરુ અને જ્ઞાની બન્નેને સાચવવાના કે પછી ગુરુને ભૂલી જવાના ?

**દાદાશ્રી :** અમે 'ગુરુ રહેવા દો' કહીએ છીએ. ગુરુ તો જોઈએ જ બધામાં. વ્યવહારિક ગુરુ હોય એ તો આપણા હિતકર્તા કહેવાય, એ આપણું હિત જુએ. વ્યવહારમાં કંઈ અડચણ આવે તો પૂછવા જવું પડે. વ્યવહારિક ગુરુ તો જોઈએ જ આપણને. એને આપણે ખસેડવાના નહીં. અને જ્ઞાની પુરુષ તો મુક્તિનું સાધન બતાડે, કંઈ વ્યવહારમાં ડખો ના કરે. એટલે જ્ઞાની પુરુષ તો મોક્ષને માટે છે. આપણા ગુરુ અને એમને કશું લેવા-દેવા નથી.

પેલા ગુરુ છોડી નહીં દેવાના. ગુરુ તો રહેવા જ દેવાના. ગુરુ વગર તો વ્યવહાર શી રીતે ચલાવો ? અને જ્ઞાની પુરુષ પાસે નિશ્ચય જાણવા મળે, જો જાણવો હોય તો. પેલા ગુરુ સંસારમાં મદદ કરે, સંસારમાં આપણને જે સમજણ જોઈએ તે બધી આગળની હેલ્પ આપે, કંઈ અડચણ હોય તો સલાહ આપે, અધર્મમાંથી છૂટા કરે છે અને ધર્મ દેખાડે છે. અને જ્ઞાની તો ધર્મ ને અધર્મ બેઉ છોડાવી દે અને મુક્તિ તરફ લઈ જાય. આપને સમજાયું ને ? એ વ્યવહારના ગુરુ સંસારમાં આપણને સંસારિક ધર્મો શીખવાડે, શું સારું કરવું ને શું ખરાબ છોડી દેવું, એ બધી શુભાશુભની વાતો આપણને સમજણ પાડે. સંસાર તો ઊભો રહેવાનો, માટે એ ગુરુ તો રહેવા દેવાના અને આપણે મોક્ષે જવું છે, તો એને માટે જ્ઞાની પુરુષ જુદા ! જ્ઞાની પુરુષ એ ભગવાનપક્ષી કહેવાય.

## ના ભૂલાય ઉપકાર ગુરુનો

**પ્રશ્નકર્તા :** 'દાદા' મળ્યા પહેલાં કોઈને ગુરુ માનેલા હોય તો ? તો એણે શું કરવું ?

**દાદાશ્રી :** તો એમને ત્યાં જવાનું ને ! અને ના જવું હોય તો જવું એવું ફરજિયાત નથી. આપણે જવું હોય તો જવું ને ના જવું હોય તો ના જવું. એમને દુઃખ ના થાય એટલા માટેય જવું જોઈએ. આપણે વિનય રાખવો જોઈએ. અહીં આગળ 'જ્ઞાન' લેતી વખતે પછી મને કો'ક પૂછે કે, 'હવે હું ગુરુને છોડી દઉં ?' ત્યારે હું કહું કે, 'ના છોડીશ, અલ્યા. એ ગુરુના પ્રતાપે

તો અહીં સુધી આવ્યો છું.' ગુરુને લઈને માણસ કંઈક મર્યાદામાં રહી શકે. ગુરુ ના હોય ને, તો મર્યાદા યે ના હોય અને ગુરુને કહેવાય કે 'મને જ્ઞાની પુરુષ મળ્યા છે. એમનાં દર્શન કરવા જઉં છું.' કેટલાંક માણસો તો એમના ગુરુને મારી પાસે હઉ તેડી લાવે છે. કારણ કે ગુરુનેય મોક્ષ જોઈતો હોય ને !

**પ્રશ્નકર્તા :** એક વાર ગુરુ કર્યા હોય ને પછી છોડી દઈએ તો શું થાય ?

**દાદાશ્રી :** પણ ગુરુને છોડવાની જરૂર જ નથી. ગુરુને છોડીને શું કામ છે ? અને હું શું કરવા છોડવાનું કહું ? એ પાછી પંચાતમાં હું ક્યાં પડું ? તેનાં અવળાં પરિણામ ઊભાં થાય તેનો ગુનેગાર હું ઠરું ! હવે એ ગુરુને મનાવી લઈને આપણે એમની જોડે કામ લેવું. એવું બની શકે છે આપણાથી. આપણે આ ભાઈની પાસે કામ ના ફાવતું હોય, મેળ ના પડતો હોય, તો આપણે એમની પાસેનાં કામો ઓછાં લેવાં. પણ અમથાં એમની પાસે આવવું-જવું, એમાં વાંધો શો છે આપણને ?

**પ્રશ્નકર્તા :** ધારો કે કોઈએ બીજા ગુરુ કર્યા હોય, પછી આપ મળ્યા. એટલે પેલી ચા ને આ જલેબી જેવું થઈ જાય, તેનું શું ?

**દાદાશ્રી :** એ ચા-જલેબી જેવું થઈ જાય એ ડીફરન્ટ મેટર. એ તો સ્વાભાવિક થઈ જાય. આપણે જો એમ કહીએ કે 'એને છોડી દો' તો તો અવળા ચાલશે. માટે છોડી નહીં દેવાનું. મોળું લાગે તો મોળું, પણ છોડી નહીં દેવાનું. એમને દુઃખ ના થાય એટલા માટે કો'ક દહાડો આપણે જઈને દર્શન કરી આવવાનાં. એમને એમ ના લાગે કે 'આ આવતો હતો ને, પણ ફરી ગયો.' એ જો જાણે કે તમે બીજે જાવ છો ત્યારે કહીએ, 'આપના આરાધનથી જ મને એ ફાયદો મળ્યો છે ને ! આપે જ આ રસ્તે ચઢાવી આપ્યો છે ને, મને !' એટલે એમને આનંદ થાય. આત્મસન્મુખનો માર્ગ કેવો છે ? કોઈએ એક ચાનો પ્યાલો પીવડાવ્યો હોય ને, તો એને ભૂલે નહીં. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** સમજણ ના પડી માટે આ પૂછયું.

**દાદાશ્રી :** બરોબર છે. પૂછીને ચોક્કસ કર્યું હોય તો સારું. દરેક વસ્તુ પૂછીને ચોક્કસ કરીએ.

એટલે આપણે એમને તરછોડ ના મારવી. જેને ગુરુ કર્યા હોય, તેને તરછોડ મારીએ એ ભયંકર ગુનો કહેવાય. એની પાસે કંઈકેય લીધું હતું ને, આપણે ? કંઈક હેલ્પ થઈ હશે ને ? એણે તમને એકાદ પગથિયું તો ચઢાવ્યા હશે, માટે તમારે એનો ઉપકાર માનવાનો. એટલે અત્યાર સુધી પામ્યા, તેનો ઉપકાર તો ખરો ને ! કંઈક આપણને લાભ કર્યો, તે ભૂલાય નહીં ને ! એટલે ગુરુને છોડી દેવાના ના હોય. દર્શન એમનાં કરવાનાં. અને છોડીએ તો તો એમને દુઃખ થાય. એ તો આપણો ગુનો કહેવાય. તમારો ઉપકાર મારી ઉપર હોય અને હું તમને છોડી દઉં, તો ગુનો કહેવાય. એટલે છોડાય નહીં, કાયમ ઉપકાર રાખવો જ જોઈએ. એક આટલોય ઉપકાર કર્યો હોય ને ભૂલે એ માણસ ખરો કહેવાય નહીં.

એટલે ગુરુ ભલે રહ્યા. ગુરુને રહેવા દેવાના. ગુરુને ખસેડવાના નહીં. કોઈ પણ ગુરુ હોય તો એને ખસેડવા જવું નહીં. આ દુનિયામાં ખસેડવા જેવું કશું નથી. ખસેડવા જાવ તો તમે જેના આધારે ચાલતા હતા એનાં તમે વિરોધી થયા કહેવાઓ. વિરોધી કંઈ થવાની જરૂર નથી.

## શિષ્યની દૃષ્ટિએ

**પ્રશ્નકર્તા :** તો કેવા ગુરુને શરણે ગયા હોય તો આત્મ ઉન્નતિ શક્ય છે ?

**દાદાશ્રી :** ગુરુ એટલે ક્યારેય પણ આખી જિંદગી સુધી આપણું મન બગડે નહીં, એવાં હોવા જોઈએ. જ્યારે જુએ ત્યારે મનને ઉલ્લાસ જ રહ્યા કરે. એવા ગુરુ જો મળે તો એમને શરણે જજે.

**પ્રશ્નકર્તા :** આપણને ખરાબ વિચાર આવે ને તરત આપણે ભાવના ફેરવી દઈએ. પણ આમાં ગુરુકૃપા આપણને કેટલે અંશે મદદરૂપ થાય ?

**દાદાશ્રી :** ગુરુકૃપાથી તો ઘણી મદદ થાય. પણ એવી આપણી ભાવના, પ્રેમ એવો જોઈએ. જેના વગર આપણને ગમે નહીં, ચેન ના પડે એવો ભાવ જોઈએ. વિરહ લાગવો જોઈએ.

ગુરુનું જ્ઞાન જેટલું કાચું એટલો ટાઈમ પેલા શિષ્યને વધારે લાગે.

એક્ઝેક્ટ જ્ઞાન તરત ફળ જ આપી દે અને ભલે મને કેવળજ્ઞાન થતું અટક્યું છે, પણ ભેદ જ્ઞાન તો મારી પાસે આવી ગયું અને તે તરત ફળ આપે એવું છે.

## ગુરુનો પ્રેમ-રાજીપો

**પ્રશ્નકર્તા :** ગુરુ પ્રસન્ન થયેલા ક્યારે ગણાય ?

**દાદાશ્રી :** એ તો આપણે સંપૂર્ણ આજ્ઞામાં રહીએ તો પ્રસન્ન થાય. એ પ્રસન્ન થયેલા તો આપણને ખબર પડે, રાત-દિવસ પ્રેમમાં જ આપણને રાખે.

**પ્રશ્નકર્તા :** ગુરુ એક વખત પ્રસન્ન થાય એટલે આમ અમુક વર્તન જોઈને, પછી આપણાં વર્તનમાં કદાચ ખામી આવે, તો પાછળ નારાજ પણ થઈ શકે ને !

**દાદાશ્રી :** એવું છે ને, પ્રસન્ન કોનું નામ કહેવાય કે નારાજ જ ક્યારેય ન થાય. પેલા તો ભૂલ કર્યા જ કરે, એ નારાજ ના થાય.

## અનોખી ગુરુદક્ષિણા

**પ્રશ્નકર્તા :** આધ્યાત્મિક ગુરુ નિઃસ્પૃહી હોય તો તેને ગુરુદક્ષિણા કઈ રીતે આપી શકાય ?

**દાદાશ્રી :** એની આજ્ઞા પાળવાથી. એની આજ્ઞા જો પાળીએ ને તો એને ગુરુદક્ષિણા પહોંચી જાય. આ અમે પાંચ આજ્ઞા આપીએ છીએ, તે પાળે એટલે અમારી દક્ષિણા પહોંચી ગઈ.

**પ્રશ્નકર્તા :** વિદ્યાગુરુ નિઃસ્પૃહી હોય તો તેને ગુરુદક્ષિણા કઈ રીતે ચૂકવી શકાય ?

**દાદાશ્રી :** વિદ્યાગુરુ નિઃસ્પૃહી હોય તો એની સેવા કરીને, શારીરિક સેવા અને બીજા ધક્કા ખઈને ચૂકવાય. બીજી રીતેય બધી બહુ હોય છે. નિઃસ્પૃહીનેય બીજે રસ્તે સેવા કરી શકાય એવું છે.

## અંતર્યામી ગુરુ

**પ્રશ્નકર્તા :** બાહ્યગુરુ ને અંતર્યામી ગુરુ-આ બન્નેની ઉપાસના સાથે કરી શકાય?

**દાદાશ્રી :** હા. અંતર્યામી ગુરુ જો પોતે તમને માર્ગદર્શન આપ્યા કરતા હોય તો પછી બાહ્યગુરુની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** દેહધારી ગુરુ હોય તો પુરુષાર્થ વધારે થઈ શકે.

**દાદાશ્રી :** હા, એ તો પ્રત્યક્ષ ગુરુ હોય તો પુરુષાર્થ તરત થાય. અંતર્યામી તો તમને બહુ માર્ગદર્શન આપતા હોય, તે બહુ ઊંચું કહેવાય. અંતર્યામી પ્રગટ થવું બહુ મુશ્કેલ વસ્તુ છે. એ તો બહારના જે ગુરુ છે, તે તમને વધારે હેલ્પ કરશે.

નહીં તો મહીં તમારા આત્માને ગુરુ કરો, એનું નામ શુદ્ધાત્મા. એમને કહીએ, હે શુદ્ધાત્મા ભગવાન, તમે મને દોરવણી આપજો, તો એ આપે.

## કોને જરૂર નહીં ગુરુની ?

**પ્રશ્નકર્તા :** આપની પાસે યથાર્થ સમકિત થઈ જાય તો પછી ગુરુની જરૂરત નહીં ને ?

**દાદાશ્રી :** પછી ગુરુ ના જોઈએ ! ગુરુની કોને જરૂર નહીં ? કે મારા જેવા જ્ઞાની પુરુષને ગુરુની જરૂર નહીં. જેને પોતાના સર્વસ્વ દોષો દેખાય છે !

**પ્રશ્નકર્તા :** આપે જ્ઞાન આપ્યું તે એમાં સતત જાગ્રત રહેવા માટે ગુરુનો સત્સંગ અથવા તો ગુરુનું સામીપ્ય જરૂરી ખરું કે નહીં ?

**દાદાશ્રી :** હા, એ બધું જરૂર ને ! પાંચ આજ્ઞા પાળવાની જરૂર, બધી જ જરૂર !

**પ્રશ્નકર્તા :** એટલે ગુરુની જરૂર ખરી જ ને ?

**દાદાશ્રી :** ગુરુની જરૂર નહીં. આ સાધ્ય થયા પછી ગુરુ કોણ તે ? સાધકને ગુરુ હોય. આ મને સાઈઠ હજાર માણસો મળ્યા. એમને ગુરુ કરવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** એમને સત્સંગની જરૂર ખરી ?

**દાદાશ્રી :** હા, સત્સંગની જરૂર. પછી પાંચ આજ્ઞા પાળવાની જરૂર.

**પ્રશ્નકર્તા :** અહીં રોજ આવે, તમે જ્યારે હો ત્યારે એ જરૂર ને ?

**દાદાશ્રી :** હું અહીં હોઉં ત્યારે લાભ ઉઠાવે. ને રોજ ના આવે ને મહિને આવે તોય વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** તમારી ગેરહાજરીમાં એ પ્રકારની જાગૃતતાની જરૂર ખરી કે નહીં ? સત્સંગની જરૂર ખરી કે નહીં ?

**દાદાશ્રી :** જરૂર તો ખરી જ ને ! પણ બને એટલું કરવું જોઈએ, જેટલું બને એટલું. તો તમને વધારે લાભ થાય.

**પ્રશ્નકર્તા :** આપ પરદેશ જાવ ત્યારે અહીંયા બિલકુલ ખાલી હોય છે. અહીં પછી કોઈ ભેગું થતું નથી.

**દાદાશ્રી :** એવું તો તમને ખાલી લાગે છે. અમને કોઈને ખાલી ના લાગે. આખો દહાડો દાદા ભગવાન જોડે જ રહે છે. હોલ ડે, નિરંતર ચોવીસેય કલાક જોડે રહે છે દાદા ભગવાન. હું ત્યાં ફોરેન હોઉં તોય ! ગોપીને જેવી રીતે કૃષ્ણ ભગવાન રહેતા હતાને એવી રીતે રહે છે, નિરંતર !

## એનું નામ શિષ્ય કહેવાય

તમને ફોડવાર સમજ પડી કે નહીં ? ફોડવાર સમજ પડે તો ઉકેલ આવે. નહીં તો આનો ઉકેલ કેમ આવે ? જે ફોડવાર હું સમજ્યો ને જે ફોડવારથી હું છૂટ્યો છું, સંપૂર્ણ છૂટ્યો છું, જે રસ્તો મેં કર્યો છે એ જ રસ્તો મેં તમને દેખાડ્યો છે.

**પ્રશ્નકર્તા :** પણ આવી વાત તો બહારનો માણસ શી રીતે સમજે ?

**દાદાશ્રી :** બહારનાએ નહીં સમજવાનું. આ તો તમારે સમજવાનું છે. બીજાને સમજાય એવી વાત નથી. એ તો જેને જેટલું ઊતરે એટલું ઉતરે ! બધાં ના યે સમજી શકે. બીજાં બધાંને એટલી શક્તિ હોવી જોઈએ ને ! પચાવવાની શક્તિ હોવી જોઈએ કે ના હોવી જોઈએ ? ને આ માણસોનું કંઈ ઠેકાણું નહીં. મગજનું ઠેકાણું નહીં, મનનું ઠેકાણું નહીં, જ્યાં ને ત્યાં ચિડાઈ જાય, જ્યાં ને ત્યાં લઢી પડે. એ તો આગળનાં મનુષ્યો હતા સ્થિરતાવાળા !

બાકી આ તો રોળાઈ ગયેલા લોક ! પેણે બોસ ટૈડકાવે, ઘેર બૈરી ટૈડકાવે. કો'ક જ માણસ આમાંથી બચે. બાકી અત્યારે તો રોળાઈ ગયેલું ! અત્યારે તો લોક ગુરુ પાસે શેના માટે જાય છે ? લાલચ માટે જાય છે કે 'મારું આ સમું કરજો, ને મારું આમ થાય ને ગુરુ મારી પર કંઈ કૃપા કરે ને મારો દહાડો વળે.'

**પ્રશ્નકર્તા :** તો ગુરુ કરતી વખતે શિષ્યમાં કેવાં ગુણ હોવા જોઈએ ?

**દાદાશ્રી :** અત્યારે શિષ્યમાં ગુણ ક્યાંથી સારા હોય ! અને તેય આ કળિયુગમાં ? બાકી, શિષ્ય તો કોને કહેવાય ? કે એના ગુરુ ગાંડા કાઢે તોય પણ શ્રદ્ધા ઊઠે નહીં, એનું નામ શિષ્ય કહેવાય ! ગુરુ ગાંડા કાઢે તોય આપણી શ્રદ્ધા ના ઊઠે, એ આપણા શિષ્ય તરીકેનાં ગુણ કહેવાય. એવું બને તમારે ?

**પ્રશ્નકર્તા :** હજુ એવો પ્રસંગ ઉપસ્થિત નથી થયો.

**દાદાશ્રી :** એવું થાય તો શું કરો ?

હા, ગુરુ પર શ્રદ્ધા મૂકો તો આવી મૂકો, કે જે શ્રદ્ધા મૂક્યા પછી ઊઠાડવી ના પડે. નહીં તો શ્રદ્ધા મૂકવી નહીં પહેલેથી, એ શું ખોટું ?

આગલે દહાડે એમને લોક માનતા હતા, ને પછી ગુરુ ગાંડા કાઢે એટલે ગાળો દેવા માંડ્યા. આવડી આવડી ચોપડાવે. અલ્યા, ત્યારે તેમને માન્યા શું કરવા તેં ? અને જો માન્યા તો ચોપડવાની બંધ કર. અત્યાર સુધી પાણી પાઈ મોટું કર્યું એ જ ઝાડ તેં કાપ્યું. તારી શી દશા થશે ? ગુરુનું જે થવાનું હશે તે થશે, પણ તારી શી દશા થશે ?

**પ્રશ્નકર્તા :** આપણે મનમાં ગુરુ માટે ઊંચી કલ્પના કરી હોય છે ને, તે ખંડિત થઈ જાય છે એટલે આવું બને છે ?

**દાદાશ્રી :** કાં તો ગુરુ કરશો નહીં, ને કરો તો ગુરુ ગાંડા કાઢે તોય એમાં તમારી દૃષ્ટિ ના બગડવી જોઈએ.

## ન જોવાય ભૂલ કદિ ગુરુની

આ તો પાંચ દહાડામાં જ ગુરુની ભૂલ કાઢે. 'તમે આવું કેમ કરો છો ?'

અલ્યા, એમની ભૂલ કાઢે છે ? ગુરુની ભૂલ કાઢે આ લોકો ?

**પ્રશ્નકર્તા :** ગુરુની કોઈ દિવસ ભૂલ ના કાઢવી જોઈએ !

**દાદાશ્રી :** હા, પણ તે ભૂલ કાઢ્યા વગર રહે નહીં ને ! આ તો કળિયુગનાં લોકો ! એટલે પછી અધોગતિમાં જાય. અત્યારે ગુરુ પરફેક્ટ હોય નહીં. અત્યારે પરફેક્ટ ગુરુ ક્યાંથી લાવે ? આ ગુરુ તો કેવા ? કળિયુગના ગુરુઓ !

ગુરુથી જાણે ભૂલચૂક થઈ જાય તો પણ એનોય જો તું શિષ્ય છે તો હવે છોડીશ નહીં. કારણ કે બીજું બધું કર્મના ઉદય હોય છે. એવી ના સમજણ પડે તમને ? તું શું કરવા બીજું જુએ છે ? એમનાં પદને તું નમસ્કાર કર ને ! એ જે કરે એ તારે જોવાનું નથી. હા, એમનો ઉદય આવ્યો છે. એને એ ભોગવે છે. તેમાં તારે શું લેવાદેવા ? તારે એમનું જોવાની જરૂર શું ! એમનાં પેટમાં ચૂંક આવતી હોય તો એ ગુરુપણું જતું રહ્યું ? એમને એક દહાડો ઊલટી થઈ તો એમનું ગુરુપણું જતું રહ્યું ? આપણને કર્મના ઉદય હોય તો એમને કર્મના ઉદય ના હોય ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** પેટમાં ચૂંક થતી હોય તો બધા શિષ્યોએ જતાં રહેવું ? અત્યારે મને પેટમાં ચૂંક આવે તો તમે બધાં જતાં રહો ? માટે અપરાધમાં ના પડશો. સામાવાળિયા ના થવું. જેને તમે પૂજતા હતા, જેના તમે ફોલોઅર્સ હતા, તેના જ સામાવાળિયા થયાં ? તો મારી શી દશા થશે ? એ ગુરુપદ ના જવું જોઈએ, એને બીજી દૃષ્ટિથી ના જોશો. પણ આજ તો કેટલાં જણ બીજી દૃષ્ટિથી ના જુએ ?

## પૂજ્યતા ન તૂટે એ જ સાર

એવું છે ને, ચાલીસ વર્ષથી જે આપણા ગુરુ હોય અને એ ગુરુને આવું થાય, તોય આપણામાં કંઈ ફેરફાર ન થવા દેવો. આપણે એ જ દૃષ્ટિ રાખીએ, જે દૃષ્ટિથી પહેલા જોયેલા તે જ દૃષ્ટિ રાખીએ. નહીં તો આ તો ભયંકર અપરાધ કહેવાય. અમે તો કહીએ છીએ કે ગુરુ કરો તો સાવચેતીથી કરજો.

પછી ગાંડાઘેલા નીકળે તોય તારે એમનું ગાંડાઘેલાંપણું નહીં જોવાનું. જે દહાડે તેં કર્યા હતાં એ જ ગુરુ પછી જોવાના. હું તો એમને પૂજ્યા પછી, એ મારે-ઝૂડે અથવા એ દારૂ પીતા હોય, માંસાહાર કરતા હોય તો યે એની પૂજા ના છોડું. કારણ કે મેં જે જોયા હતા, તે જુદા હતા અને આજે આ કોઈ પ્રકૃતિના વશ થઈને જુદું વર્તન થાય છે પણ પોતાની ઈચ્છાની વિરુદ્ધ છે આ, એવું સમજીએ તરત. આપણે એક ફેરો હીરો પાસ કરીને લીધો ને પછી શું ? એ છે તે પાછો કાચ થઈ જાય ? એ તો હીરો જ છે.

એના ઉપરથી હું દાખલો આપું. અમે જાતે એક ઝાડ રોપ્યું હોય અને ત્યાં આગળ અમારે જ રેલ્વે નાખવાની હોય ને એ ઝાડ રેલ્વેની વચમાં આવતું હોય ને જો કાપવાનો પ્રસંગ આવે, તો હું કહું કે મેં રોપેલું છે, મેં પાણી પાયેલું છે, માટે રેલ્વે ફેરવો પણ ઝાડ ના કપાવું જોઈએ. એટલે એક મહારાજને હું પગે લાગ્યો હોઉં તો એ ગમે તે કરે તોય મારી દૃષ્ટિ હું ના બગાડું. કારણ કે એ તો કર્માધીન છે. જે દેખાય છે એ બધુંય કર્માધીન છે. હું જાણું કે આમને કર્મના ઉદય ફરી વળ્યા છે. એટલે બીજી દૃષ્ટિથી ના જોવાય આવું તેવું. જો ઝાડ કાપવું હતું તો ઉછેરવું નહોતું અને ઉછેરવું છે તો કાપીશ નહીં. આ અમારો સિદ્ધાંત પહેલેથી ! તમારો સિદ્ધાંત શું છે ? વખત આવે તો કાપી નાખવું હડહડાટ ?

એટલે જેને પૂજીએ એને ખોદી ના નાખશો, નહીં તો પછી જેને પૂજ્યા, ચાલીસ વર્ષથી પૂજ્યા ને એકતાલીસમેં વર્ષે ઉડાડી મૂકીએ, કાપી મૂકીએ, તો ચાલીસ વર્ષનું તો ગયું ને ઉપરથી દોષ બંધાયા.

તમે જે' જે' કરશો નહીં ને કરો તો પછી એમના પ્રત્યેની પૂજ્યતા તૂટવી ના જોઈએ. એ ન તૂટે એ જ આ જગતનો સાર છે ! આટલું જ સમજવાનું છે.

## આમાં દોષ કોનો ?

**પ્રશ્નકર્તા :** પણ આ જગતમાં જે વસ્તુને આપણે પૂજ્ય માનીએ, એ જ્યાં સુધી આપણા અનુરૂપ થાય ત્યાં સુધી સંબંધ રહ્યો અને થોડુંક પેલાના તરફથી કંઈક અવળું થયું કે આપણો સંબંધ બગડ્યો !

**દાદાશ્રી :** હા, તે ધૂળધાણી થઈ જાય. બગડે એટલું જ નહીં, પણ સામાવાળિયો થઈને બેસે.

**પ્રશ્નકર્તા :** પેલા તરફનો જે ભાવ હતો, એ બધો ઉડી ગયો.

**દાદાશ્રી :** ઉડી ગયો અને ઉપરથી સામાવાળિયો થયો !

**પ્રશ્નકર્તા :** ત્યારે આમાં કોનો વાંક ?

**દાદાશ્રી :** જેને અવળું દેખાય ને, તેનો દોષ ! અવળું છે જ નહીં કશું આ જગતમાં. બાકી, જગત તો જોવા-જાણવા જેવું જ છે, બીજું શું ? અવળું ને સવળું તમે કોને કહો છો ? એ તો બુદ્ધિ મહીં લપડાકો મારે છે.

**પ્રશ્નકર્તા :** પણ અવળું ને સવળું જોનારનો દોષ છે, એમ તમે કહો છો ને ?

**દાદાશ્રી :** હા, એ બુદ્ધિનો દોષ છે. આપણે સમજવું જોઈએ કે આ 'અવળું-સવળું' બુદ્ધિ દોષ કરાવે છે. તે આપણે એનાથી છેટા રહેવું જોઈએ. બુદ્ધિ છે ત્યાં સુધી એવું કરે તો ખરી, પણ આપણે સમજવું જોઈએ કે આ કોનો દોષ છે ! આપણી આંખથી અવળું જોવાઈ જતું હોય તો આપણને ખબર પડે કે આંખથી આવું જોવાયું !

## સનેપાત, તોય એ જ દૃષ્ટિ

જ્ઞાની પુરુષ કે ગુરુ કે કોઈને પૂજ્યા હોય, એ પછી જો કદી એમને સનેપાત થયો હોય ને, તો એ બચકાં ભરે, મારે, ગાળોય ભાંડે, તોય એમનો એક દોષ ના જોવાય. સનેપાત થઈ ગયો હોય તો, ગાળો ભાંડે તો, ત્યાં કેટલા માણસ ધીરજ પકડે એવી ? એટલે સમજણ જ નથી એવી. એ તો છે એના એ જ છે પણ આ તો પ્રકૃતિનો ચેંજ છે. ગમે તેનેય, પ્રકૃતિ તો સનેપાત થતાં વાર ના લાગે ને ! કારણ કે આ શરીર શેનું બનેલું છે ? કફ, વાયુ ને પિત્તનું બનેલું છે. મહીં કફ, વાયુ ને પિત્તે જરા ઉછાળો માર્યો કે થઈ ગયો સનેપાત !

## ગુરુ એ પાંચમી ઘાતી

આજના આ પાંચમા આરાના જીવો બધા છે તે કેવા છે ? પૂર્વ વિરાધક

જીવો છે. એટલે ગુરુમાં જો પ્રકૃતિના દોષે કરીને ભૂલચૂક થઈ જાય તો અવળું દેખે ને લોક વિરાધના કરી નાખે. તો ગુરુ કર્યા પછી જો વિરાધના કરવાના હો, તમારી નબળાઈ જ ઊભી થવાની હોય તો ગુરુ કરશો નહીં. નહીં તો ભયંકર દોષ છે. ગુરુ કર્યા પછી વિરાધના ના કરશો. ગમે તેવા ગુરુ હોય તો ઠેઠ સુધી એની આરાધનામાં જ રહેજો. આરાધના ના થાય તો વિરાધના તો અવશ્ય ના કરશો. કારણ કે ગુરુની ભૂલ જોવી એ પાંચમી ઘાતી છે. તેથી તો એવું શીખવાડે છે કે, 'ભઈ, જો ગુરુ એ પાંચમી ઘાતી છે. એટલે ગુરુની જો ભૂલ દેખાઈ તો તું માર્યો ગયો જાણજે.'

એક માણસ આવેલો કહે છે મને ગુરુએ કહેલું કે, જતો રહે અહીંથી, હવે અહીં અમારી પાસે આવીશ નહીં. ત્યારથી મને ત્યાં જવાનું મન નથી થતું.

ત્યારે મેં એને સમજણ પાડી કે ના જાય તોય વાંધો નથી પણ છતાંય ગુરુની માફી માંગી લેજે ને ! માફી માગી લે એ અહીંથી, આ દુનિયાથી છૂટો થાય. મોંઢે તો માફી માગી લીધી. હવે મનથી માફી માગી લેવાની ને આ કાગળમાં જે લખી આપ્યું છે તે પ્રમાણે પ્રતિક્રમણ ઘેર કર્યા કરજો. તે પ્રતિક્રમણ વિધિ પછી લખી આપી.

તેં જે ગુરુ કર્યા છે, તેની નિંદામાં ના પડીશ. કારણ કે બીજું બધું ઉદયકર્મને આધીન છે. માણસ કશું કરી શકતો જ નથી. હવે વાંધો ના ઉઠાવવો તેય ગુનો છે ! પણ વાંધો વીતરાગતાથી ઊઠાવવાનો છે, આવું એની પર ધૂળ ઉડાડીને નહીં. 'આમ ના હોવું ઘટે' કહેવાય, પણ ઉપલક ! કારણ કે તે તો ઉદયકર્મનાં આધીન છે. હવે એનો દોષ કાઢીને શું કાઢવાનું ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** પછી ગુરુનો જે ઉપકાર છે એને માનવો જોઈએ. કારણ કે એણે તમને આ બાઉન્ડ્રીની બહાર કાઢ્યા, એ ઉપકાર ભૂલશો નહીં. જે ગુરુ આટલો ગુણ કર્યો હોય, એમના ગુણ કેમ કરીને ભૂલાય ? માટે એમને ત્યાં જવું જોઈએ. અને ગુરુ તો રાખવા ને એક ગુરુ કર્યા પછી તે ગુરુ માટે જરાય ભાવ બગાડવો ના જોઈએ. એટલું સાચવવું જોઈએ, બસ.

## અવળું પણ ન વિચારાય ગુરુનું

ગુરુ છે તે શિષ્યને જરાક કહે કે 'તારામાં અક્કલ નથી', તો શિષ્ય જતો રહે. અપમાન લાગે એટલે જતો રહે. ત્યાં તો એ સામો થઈ જાય કે તમારું મગજ તો ચાલતું નથી ને મારી જોડે ગુરુ થઈ બેઠા છો ? એવું કહે એટલે ઊલટું ખોટું થાય !

કાલે પગે લાગતો હોય ને આજે ઢેખાળા મારે છે ? પગે લાગ્યો છે તેને કદી ના મરાય. જો મારવાનો હોય તો ફરી પગે લાગીશ નહીં !

ગુરુ કહેશે, તમારે અગિયાર વાગે અહીંથી ક્યાંય જવાનું નહીં. પછી મહીં મન કૂદાકૂદ કરે તો યે નહીં જવાનું. એવાં કો'ક ખરા, મહીં ગુરુ ગમે તેમ વર્તે પણ એ આધીન રહે. પણ અત્યારના ગુરુનું આધીનપણું રહે છે, તેમાં તે ગુરુ પણ એટલા બધા કાચા ને નબળા છે કે શિષ્ય પછી કંટાળી જઈને કહેશે કે 'આ બરક્ત વગરના ગુરુ મળ્યા છે !' એવું એક જ ફેરો બોલે ને તે બધું કર્યું-કરાવ્યું દૂર થઈ જાય !

ગુરુનું કરેલું બધું, નવાણું વર્ષ સારૂ કર્યું હોય, તે ફક્ત છ મહિના અવળું કરે તો બધું શિષ્ય ઉડાડી મૂકે !

માટે ગુરુ પાસે જો કદી આધીન ના રહ્યો હોય તો ક્ષણવારમાં બધું ઉડાડી દે ! કારણ કે આ દારૂખાનું છે. આ બીજી બધી વસ્તુ દારુખાનું નથી. એ ગુરુ પાસે એકલી જ વસ્તુ દારુખાનું છે. બધું કર્યું હોય પણ તે દારુખાનું ભારે છે. માટે બહુ જાગ્રત રહેજે, ચેતતો રહેજે અને જો તણખું પડ્યું તો નવ્વાણું વર્ષનું કરેલું ધૂળધાણી ! અને દાઝી મરે તે જુદો !

## ત્યાં ઉપાય કરવો રહ્યો

એક માણસ મને કહે છે કે, 'એક મોટા સંત પુરુષ છે, એમને ત્યાં જઉં છું, એમના દર્શન કરું છું. છતાં હવે મને મનમાં એમના માટે ખરાબ વિચારો આવે છે.' મેં કહ્યું, 'શું વિચારો આવે છે ?' ત્યારે એ કહે છે, 'આ નાલાયક છે, દુરાચારી છે, એવા બધાં વિચારો આવે છે.' મેં કહ્યું, 'તને એવા વિચાર કરવાના ગમે છે ?' ત્યારે એ કહે છે, 'નથી ગમતું છતાંય આવે છે.

તો હવે શી રીતે બંધ થાય ? એનો શું ઉપાય કરવો ?' તમે શું ઉપાય કરો ? આમાં દોષ કોનો ? ગુરુનો ?

**પ્રશ્નકર્તા :** જેને વિચાર આવતાં હોય એનો.

**દાદાશ્રી :** હા, એટલે મેં એને શું કહ્યું ? કે ''ભઈ, જો એવાં ખરાબ વિચાર આવે કે 'આ નાલાયક છે ને આવા ખરાબ છે', તો એ વિચારો આવે છે એ આપણા હાથના ખેલ નથી. તો ત્યારે તારે બોલવું કે બહુ ઉપકારી છે. મન 'ખરાબ છે' બોલ્યા કરે તો તારે 'બહુ ઉપકારી છે' એમ બોલવું. એટલે પ્લસ-માઈનસ થઈને ખલાસ થઈ જશે. એટલે આ ઉપાય બતાડું છું.''

## ગુરુભક્તિ તો ખોજાઓની

તે વખતે તો મેં એ ખોજા લોકોનું જોયું કે બધા એક ગુરુને માનતા હતા, કહે છે સમર્થ ગુરુ છે મારા ! અને અમેરિકામાં જઈને એ ગુરુ પૈણ્યા એટલે એ લોકો નાલાયક છે, નાલાયક છે કહેવા માંડ્યા. બધા શિષ્યો સામા થઈ ગયા કે આવો ગુનો ન કરવો જોઈએ. અલ્યા, તમારા ગુરુને નાલાયક કહો છો ? તમે નમસ્કાર કોને કરતા હતા ? ત્યારે મને કહે છે આવા ગુરુ નાલાયક ન કહેવાય ? મેં કહ્યું, 'આ ખોજાઓને પૂછી જુઓ. એમની વિશેષતા એ લાગી કે એમના ભક્તો બહુ ઊંચામાં ઊંચા લાગ્યા આખી દુનિયામાં. પેલાં ફોરેનની લેડી જોડે શાદી કરે છે, તોય એમનાં ભક્તો ઉજવણી કરે છે અને આપણે અહીંના કોઈ ગુરુ એની નાતમાં પૈણે તોય મારીને ફજેતો કરી મૂકે અને પેલાં તો ફોરેનવાળાને પૈણે છે તોય ઉજવણી કરે છે. એમના શિષ્યો તો કહેશે, ભઈ, એમને બધો અધિકાર જ છે, આપણાથી એ કેમ ના કહેવાય ? આપણે તો તરત ઉજવણી કરવી જોઈએ. તે અહીં એમનાં બધા ફોલોઅર્સ ખૂબ ખુશ થઈ ગયા ! અહીં તો વરઘોડા કાઢ્યા લોકોએ ! ગુરુ કરે એ કરવાનું નહીં, આપણે ગુરુ કહે એ કરવાનું.

આખી દુનિયામાં ગુરુ કરતાં જો કોઈને આવડ્યા હોય તો આ ખોજા લોકોને ! તમારા ગુરુ જો પૈણ્યા હોય, અરે, પૈણ્યા ના હોય પણ કો'કમાં સળી કરી હોય તો ત્યાં તમે બધા એમને માર માર કરો. અને આ ખોજા લોકના ગુરુ તો પૈણ્યા એક યુરોપિયન લેડીને ! અને એ બધા લોકોએ ઉજવણી કરી

કે આપણા ગુરુ એક યુરોપિયન લેડીને પૈણે છે ! એનું નામ શિષ્ય કહેવાય. ગુરુની ખોડ કાઢવાની ના હોય. બધાની ખોડ કાઢજો પણ ગુરુની ખોડ ના કાઢવાની હોય, એ તો બહુ મોટી જોખમદારી છે. નહીં તો ગુરુ કરશો જ નહીં.

હું ગુરુની આરાધના કરવાનું નથી કહેતો, પણ એમની વિરાધના કરશો નહીં. અને જો આરાધના કરે તો કામ જ થઈ જાય, પણ એ આરાધનાની શક્તિ એટલી બધી માણસને હોય નહીં. હું શું કહું છું કે ગાંડો ગુરુ કરજો, સાવ ગાંડો કરજો, પણ આખી જિંદગી એને 'સિન્સિયર' રહો તો તમારું કલ્યાણ થઈ જશે. તદ્દન ગાંડા ગુરુને 'સિન્સિયર' રહેવામાં તમારા બધા જ કષાયો ખલાસ થઈ જાય ! પણ એટલી સમજણ પડવી જોઈએ ને ! એટલી મતિ પહોંચવી જોઈએ ને ! તેથી તો તમારા માટે 'પથ્થર'નાં દેવ મૂક્યા કે આ પ્રજા આવી છે માટે પથ્થરના મૂકો એટલે ખોડ કાઢે નહીં. ત્યારે કહે, 'ના, પથ્થરમાં પણ ખોડ કાઢે છે કે આ આંગી બરાબર નથી !' આ પ્રજા તો બહુ વિચારશીલ ! બહુ વિચારશીલ, તે ગુરુનો દોષ કાઢે એવા છે ! પોતાના દોષ કાઢવાનાં તો ક્યાં ગયા, પણ ગુરુનોય દોષ કાઢે ! એટલી બધી તો તેમની 'એલર્ટનેસ' !

અમે 'ગેરેન્ટી' આપીએ છીએ કે કોઈ પણ ગાંડો ગુરુ કરો અને જો આખી જિંદગી એને નભાવો તો મોક્ષ ત્રણ અવતારમાં થાય એવું છે. ગુરુ પણ જીવતો હોવો જોઈએ. તેથી તો આ લોકોને એ ના પોષાયું ને મૂર્તિ મૂકવામાં આવી.

એટલે મારું શું કહેવાનું છે કે પોતાનું ડીસાઈડ કરેલું આવું ના તોડી નાખો. ગુરુ કરવા એ કંઈ જેવી તેવી વાત નથી. નહીં તો ગુરુ કરો તો બરાબર તપાસ કરીને કરો.

## નહીં તો ઘડાને બનાવો ગુરુ

**પ્રશ્નકર્તા :** પણ જ્યારે ગુરુ કર્યા હોય ને, ત્યારે એમને પૂરી સમજણ ના હોય.

**દાદાશ્રી :** અને આ સમજણનો કોથળો (!) થયો એટલે હવે ગુરુને નઠારો કહેવો ? એના કરતાં આ ભીમ હતો ને, એ ભીમની રીત પકડવી.

બીજા ચાર ભાઈઓની રીત ના પકડવી આપણે. કારણ કે કોઈ ગુરુ પાસે નમસ્કાર કરવાનું થાય એટલે ભીમને ટાઢ છૂટે, અપમાન જેવું લાગે. એટલે ભીમે શું વિચાર્યું ? કે 'આ ગુરુઓ મને પોષાતા નથી. આ બધા મારા ભાઈઓ બેસે છે, એમને કશું થતું નથી અને હું તો જોઉં છું ને મારો અહંકાર કૂદાકૂદ કરે છે. મને ઊંધા વિચાર આવે છે. મારે ગુરુ તો કરવા જ જોઈએ. ગુરુ વગર મારી દશા શું થાય ?' એણે રસ્તો શોધી કાઢ્યો.

એક માટીનો ઘડો હતો, તે જમીનની અંદર ઊંધો દાટ્યો અને ઉપર કાળો રંગ કર્યો અને લાલ અક્ષરમાં લખ્યું કે 'નમો નેમીનાથાયઃ'. શ્યામ નેમીનાથ કાળા હતા, એટલે બ્લેક રંગ કર્યો ! અને પછી એની ભક્તિ કરી. હા, એ ગુરુ અને પોતે શિષ્ય !

અહીં આગળ ગુરુ પ્રત્યક્ષ આંખે દેખાય નહીં. અને પેલા પ્રત્યક્ષ આગળ એને શરમ આવતી હતી અને નમસ્કાર ના કરે અને અહીં ઘડો ઊંધો દાટીને દર્શન કર્યાં, એટલે ભક્તિ ચાલુ થઈ ગઈ, તોય ફળ મળ્યા કરે. કારણ કે પોઈઝન થવાનું નહીં. અહીં યે જો ઉછાળો આવતો હોય ને, તો તમારું કલ્યાણ થઈ જાય !

એટલે સવાર થાય, સાંજ થાય કે ભીમ ત્યાં બેસી જાય. તે આ ગુરુ સારા કે કોઈ દહાડો રીસ તો ચઢે નહીં આપણને, ભાંજગડ તો નહીં. રીસ ચઢે ત્યારે ઘડો ઉખેડી નાખવો. અને પેલી મનુષ્યની ઉપર તો શ્રદ્ધા બેઠેલી, તે તો મારી જ નાખે. કારણ કે મહીં ભગવાન રહેલા છે. પેલા ઘડા પર તો ખાલી આરોપણ જ છે, આપણે ભગવાનનો આરોપ કર્યો છે.

**પ્રશ્નકર્તા :** ઘડાને ગુરુ કર્યા તોય લાભ મળ્યો ?

**દાદાશ્રી :** લાભ થાય જ ને, પણ એને ! આમ સીધી રીતે ના કર્યું, પણ અવળી રીતેય કર્યું ને ! નેમીનાથ ભગવાનને નમસ્કાર કર્યા ને ! ત્યારે એ તો એવું છે ને, અહીં આવડા આવડા નાના છોકરાં હોય છે, તેનાં માબાપ એમ કહે છે કે 'દાદાજીને જે' જે' કર.' પણ બાબો જે' જે' નથી કરતો. પછી જ્યારે બહુ કરેને, તો છેવટે આમ પાછળ રહીને, ફરીને જે' જે' કરે. એ શું સુચવે છે ? અહંકાર છે એ બધો ! એવી રીતે ભીમને પણ અહંકાર, એટલે

આવી રીતે ઘડો કરીને પણ કરે છે. છતાં લાભ તો ચોક્કસ થાય છે એને. હા, પણ ખરેખરું ચાલ્યું ! તે દહાડે નેમીનાથ ભગવાન જીવતા હતા.

**પ્રશ્નકર્તા :** એટલે એ પ્રત્યક્ષ હતા !

**દાદાશ્રી :** હા, એ પ્રત્યક્ષ હતા.

**પ્રશ્નકર્તા :** એટલે સરવાળે તો એમને ભજ્યા.

**દાદાશ્રી :** હા, પણ એ નામથી ને સ્થાપનાથી ભજ્યા નેમીનાથ ભગવાનને !

**પ્રશ્નકર્તા :** પણ ઘડાને આપણે ગુરુ કરીએ, તો એ જડ પદાર્થ થઈ ગયો ને ?

**દાદાશ્રી :** એવું છે ને, આ દુનિયામાં જે આંખે દેખાય છે એ બધુંય જડ છે, એકુંય ચેતન દેખાતું નથી.

**પ્રશ્નકર્તા :** તમને કંઈ સવાલ પૂછીએ ને આપ જવાબ આપો છો, એવું ઘડો તો જવાબ ના જ આપે ને ?

**દાદાશ્રી :** ઘડો જવાબ ના આપે. પણ પેલા ગુરુ કરીને તમે જો ગુરુને રખડાવી મારવાના હો, પાછળ તમે બગાડવાના હો, તો ગુરુ ના કરશો અને તમે કાયમ પાંસરા રહેવાના હો, તો ગુરુ કરજો. હું તો સાચી સલાહ આપું. પછી જેમ કરવું હોય તેમ કરજો. અધવચ્ચે કાપી નાખો તો બહુ જોખમદારી છે. ગુરુનો અધવચ્ચે ઘાત કરવો, તેના કરતાં આત્મઘાત કરવો સારો.

## ઉત્થાપન, એ તો ભયંકર ગુનો

ગુરુને ગુરુ તરીકે માનીશ નહીં અને માનું તો પછી પૂંઠ ફેરવીશ નહીં ત્યાં આગળ. તને એ ના ગમતું હોય તો લોટું મૂક ! લોટાનો વાંધો નહીં આવે. અને જે' જે' કર, ત્યાં પછી બુદ્ધિ કૂદાકૂદ ના કરે, તો એ તારું કામ કાઢી નાખે. હવે આટલું બધું કોને સાચવતાં આવડે ? આ બધું શી રીતે સમજાય ?

**પ્રશ્નકર્તા :** ગુરુ કરતી વખતે બહુ સારો લાગે, સદ્ગુણી લાગે કે આના જેવો કોઈ છે જ નહીં. પણ કર્યા પછી પોલ નીકળે ત્યારે શું કરવું ?

**દાદાશ્રી :** એના કરતાં તો સ્થાપન કરવું જ નહીં. લોટું ઘાલવું સારું, તે કોઈ દહાડો ઉખેડવું તો ના પડે. લોટાની ભાંજગડ જ નહીં ને ! આ લોટું કંઈ એટલું બધું કામ ના કરે, પણ હેલ્પ બહુ કરે.

**પ્રશ્નકર્તા :** ગુરુની સ્થાપના તો કરી દીધી, પણ બુદ્ધિ કંઈ એકદમ જતી રહેતી નથી, એટલે એને અવળું દેખાય. એને એ શું કરે ?

**દાદાશ્રી :** દેખાય, પણ સ્થાપના કરી માટે હવે અવળું ના થાય. સ્થાપના કરી એટલે બુદ્ધિને કહી દેવાનું કે, 'અહીં આગળ તારું ચલણ નહીં રહે. મારું ચલણ છે આ. અહીં તારી ને મારી બેની હરિફાઈ આવી છે હવે. હું છું ને તું છે.'

એક ફેરો સ્થાપન કર્યા પછી ઉખેડવું એ તો ભયંકર ગુનો છે. તેનાં દોષ બેઠા છે આ હિન્દુસ્તાનનાં લોકોને ! એને ગુરુની સ્થાપના જ કરતાં નથી આવડતી. આજે સ્થાપન, તો કાલે ઉખાડે છે. પણ આવું ના ચાલે. ગુરુ જે કંઈ કરતાં હોય, તેમાં તું શું કરવા માથાકૂટ કરે છે સ્થાપના કર્યા પછી ? એક ફેરો દિલ ઠર્યું એટલે 'મને વાંધો નથી' એમ કરીને તમે ગુરુ કર્યા. તો હવે ગુરુના વાંધા કાઢો છો ? વાંધા કાઢનારા કોઈ દહાડો મોક્ષે ગયા નથી, પણ નર્કમાં ગયા છે.

## પછી ગુરુ તો દોષ જ ના કઢાય

એટલે કોઈ સારા ગુરુ ખોળી કાઢવા કે જે આપણા દિલને ગમે. એવા ગુરુ ખોળવા પડે. આપણા દિલને આનંદ થાય એવા ગુરુ જોઈએ. કાયમને માટે આપણું દિલ ઠરે એવું હોય, ક્યારેય પણ આપણું મન એમની પ્રત્યે બગડે નહીં ગુરુ કર્યા પછી, એવા હોય તો ગુરુ કરવા. હા, નહીં તો પછી પાછળથી એમની જોડે આપણને લઠ્ઠબાજી ઊડે. દિલ ઠર્યા પછી લઠ્ઠબાજી ઊડવાની થાય તોય લઠ્ઠબાજી કરવી નહીં. એક ફેરો દિલ ઠરી ગયું અને પછી આપણે બુદ્ધિથી માપવા જઈએ કે 'આ ગુરુ આવા કેવા નીકળ્યા ?' તો ના ચાલે. બુદ્ધિને કહી દેવું કે 'એ આવા નીકળે જ નહીં. આપણે જે એક ફેરો જોઈ લીધા તે જ આ ગુરુ !'

એટલે અમે શું કહ્યું ? કે તારી આંખમાં સમાય એવા હોય, તેને ગુરુ કરજે. અને પછી ગુરુ એક દહાડો તારી જોડે ચિડાઈ ગયા તો એ ના જોઈશ

હવે. પેલા સમાયા હતા એવા જોયા હતા, એના એ જ દેખાવા જોઈએ. આપણે પાસ કર્યા ને ! આ છોકરીઓ ધણીને પાસ કરે તે ઘડીએ જે રૂપ જોયું હોય, તે પછી બળિયા બાપજી નીકળે તોય એને પેલું રૂપ યાદ રાખે પછી એ ! શું કરે ત્યારે ? તો દહાડા નીકળે. નહીં તો દહાડા ના નીકળે. તેમ સ્વચ્છંદ કાઢવો હોય, તેણે ગુરુને એ રીતે જ જોયા કરવું. ગુરુની ભૂલ નહીં જોવી જોઈએ. ગુરુ કર્યા એટલે કર્યા, પછી એક પણ દોષ દેખાય નહીં એવી રીતે રહેજે. અને નહીં તો આપણે બીજી જગ્યાએ જઈ શકીએ છીએ. એટલે ગુરુ આપણી આંખમાં સમાય એવા ખોળી કાઢી અને પછી એમના દોષ નહીં કાઢવાના. પણ લોક જાણતા નથી ને ગુરુ કરી બેસે છે.

## ખરેખર તો ફળે શ્રદ્ધા જ

**પ્રશ્નકર્તા :** ગુરુમાં આપણને શ્રદ્ધા હોય, પછી ગુરુમાં ગમે તે હોય, પણ આપણી શ્રદ્ધા હોય તો તે ફળે કે ના ફળે ?

**દાદાશ્રી :** આપણી શ્રદ્ધા ફળે, પણ ગુરુ પર અભાવ ના આવે તો આપણી શ્રદ્ધા ફળે. ગુરુ વખતે ગાંડું કાઢે તોય અભાવ ના રહે તો આપણી શ્રદ્ધા ફળે.

**પ્રશ્નકર્તા :** એટલે આપણો જો ભાવ હોય તો ગુરુ કરતાં આપણે આગળ વધીએ ને ?

**દાદાશ્રી :** વધો, ચોક્કસ વધો ! પણ તમે તમારો ભાવ ના બગાડો તો. અને ગુરુની મહીં ભગવાન બેઠા છે જીવતા જાગતા. પેલા ભીમે લોટું મૂક્યું હતું તોય ચાલ્યું હતું. તમારી શ્રદ્ધા જ કામ કરે છે ને ! માણસે ગુરુ કર્યો હોય અને એ ગુરુ જ્યારે કો'ક ફેરો જરાક વાંકું બોલે, એટલે માણસને પછી ભૂલ કાઢવાની ટેવ હોય ને, તો એ પડી જાય. જો તારામાં ગુરુને સાચવવાની શક્તિ હોય, તો ગુરુ ગમે તેવા ગાંડા કાઢે અગર તો ગુરુને સનેપાત થાય, તોય સાચવે તો કામનું. પણ ઠેઠ સુધી નભાવતા જ નથી ને ! નભાવતા આવડતું જ નથી ને !

**પ્રશ્નકર્તા :** અયોગ્ય પુરુષમાં પણ પૂર્ણ શ્રદ્ધાથી સ્થાપના કરી હોય, તો એ ફળ આપે કે નહીં ?

**દાદાશ્રી :** કેમ નહીં ? પણ એ સ્થાપન કર્યા પછી આપણે ફરવું ના જોઈએ.

આ બધું શું છે ? તમને ખરી હકીકત કહું ? હું તમને ખુલ્લું કહી દઉં ? આ ગુરુ તો ફળ નથી આપતા, તમારી શ્રદ્ધા જ ફળ આપે છે. ગુરુ ગમે તે હશે, પણ આપણી દૃષ્ટિ ફળ આપે છે. આ મૂર્તિ યે ફળ નથી આપતી, તમારી શ્રદ્ધા જ ફળ આપે છે ને જેવી જેવી તમારી સ્ટ્રોંગ શ્રદ્ધા, તેવું તરત ફળ !

એવું છે, આ જગતમાં શ્રદ્ધા આવે ને ઊડી જાય. એક જ્ઞાની પુરુષ એકલા જ એવા છે કે જે શ્રદ્ધાની જ મૂર્તિ, બધાંને શ્રદ્ધા આવી જાય. એમને દેખતાં, વાત કરતાં શ્રદ્ધા આવી જાય. જ્ઞાની પુરુષો શ્રદ્ધાની મૂર્તિ કહેવાય. એ તો કલ્યાણ કરી નાખે ! નહીં તોય તમારી શ્રદ્ધા જ ફળ આપે છે.

## શ્રદ્ધા રાખવી કે આવવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** મેં બધાય ધર્મમાં મારી નજરે ચકાસણી કરી જોયું છે, પણ મને ક્યાંય શ્રદ્ધા ઉપજી નથી આજ સુધી એ હકીકત છે. એવું કેમ થતું હશે ? ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** પણ શ્રદ્ધા ઉપજે એવું સ્થાન જોઈએ ને ? ત્યાં સુધી તો શ્રદ્ધા હિતકારી જગ્યા ઉપર કે અહિતકારી જગ્યા ઉપર બેસે છે એ જોઈ લેવાનું. આપણને હિતકારી પર શ્રદ્ધા બેસતી હોય, દૃઢ થતી હોય તો વાંધો નહીં. બાકી, અહિતકારી પર શ્રદ્ધા ન બેસવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** મને કોઈ પણ રીતે કોઈ પણ ધર્મ કે વ્યક્તિમાં શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી. આનું કારણ શું ? કહેવાતા ઉચ્ચ કક્ષાના સંતોના સત્સંગમાં પણ શાંતિ નથી અનુભવાતી, તેમાં દોષ કોનો ?

**દાદાશ્રી :** જ્યાં સાચું સોનું માનીને આપણે ગયા ત્યારે ત્યાં રોલ્ડ ગોલ્ડ નીકળ્યું પછી શ્રદ્ધા જ ના બેસે ને ! પછી દૂધથી દાઝેલો માણસ છાશ પણ ફૂંકી ફૂંકીને પીવે !

**પ્રશ્નકર્તા :** શ્રદ્ધા તો ગુરુ પર રાખવી જોઈએ ને ?

**દાદાશ્રી :** ના. શ્રદ્ધા રાખવી પડે એવું નહીં, આવવી જોઈએ શ્રદ્ધા ! શ્રદ્ધા રાખવી પડે એ ગુનો છે. શ્રદ્ધા આપણને આવવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** ગુરુ ઉપર શ્રદ્ધા રાખીએ, વધારે શ્રદ્ધા રાખીએ, તો એ શ્રદ્ધાથી આપણને વધારે પ્રાપ્ત થાય ને ?

**દાદાશ્રી :** પણ એવું છે ને, શ્રદ્ધા રાખેલી ના ચાલે. શ્રદ્ધા આપણને આવવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** મોટા ભાગના લોકો પાસે જઈએ ત્યારે પહેલાં શું કહે છે કે 'તમે શ્રદ્ધા રાખો.'

**દાદાશ્રી :** ત્યારે હું શ્રદ્ધા રાખવાની ના કહું છું. શ્રદ્ધા રાખશો જ નહીં મારી પર બિલકુલેય. શ્રદ્ધા કોઈ જગ્યાએ રાખવી નહીં. શ્રદ્ધા તો ફક્ત બસમાં બેસતી વખતે રાખવી, ગાડીમાં બેસતી વખતે રાખવી. પણ આ માણસો ઉપર શ્રદ્ધા બહુ ના રાખવી. શ્રદ્ધા તો આપણને આવવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** કેમ ?

**દાદાશ્રી :** પાછળ ગુંદર હોય તો ટિકિટ ચોંટે ને ! ગુંદર વગર ચોંટે ? હું પચ્ચીસ વર્ષનો હતો ત્યારે એક બાપજી પાસે ગયો હતો. એ મને કહે છે, 'એ તો ભઈ, શ્રદ્ધા રાખો તો તમને આ બધું સમજણ પડશે. તમે મારી પર શ્રદ્ધા રાખજો.' 'કેટલો વખત ?' ત્યારે કહે છે, 'છ મહિના.' મેં કહ્યું, 'સાહેબ, હમણે જ આવતી નથી ને ! એવો કોઈક ગુંદર ચોપડો કે જેથી કરીને ટિકિટ મારી ચોંટે, આ તો હું ચોંટાડું છું, શ્રદ્ધા ચોંટાડું છું ને ઉખડી જાય છે, શ્રદ્ધા ચોંટાડું છું ને ઉખડી જાય છે. તમે એવું કંઈક બોલો તો મને શ્રદ્ધા આવે.' તમને કેમ લાગે છે ? શ્રદ્ધા આવવી જોઈએ કે રાખવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** આવવી જોઈએ.

**દાદાશ્રી :** હા, આવવી જોઈએ. 'કંઈક બોલો તમે' એમ મેં કહ્યું. ત્યારે એ કહે છે, 'આવું તે હોતું હશે ? શ્રદ્ધા રાખવી પડે. આ બધાંય લોકો શ્રદ્ધા રાખે છે ને !' મેં કહ્યું, 'મને એવું નથી ફાવતું.' એમ ને એમ થૂંક લઈને ચોંટાડેલી શ્રદ્ધા કેટલા દહાડા રહે ? એ તો ગુંદર જોઈએ, ઝપાટાબંધ ચોંટી

જાય. જેથી કરીને ફરી ઉખડે જ નહીં ને ! કાગળીયું ફાટે, પણ એ ના ઉખડે. એવું જો કહે કે 'તમારો ગુંદર ઓછો છે.' તો આપણે કહેવું કે, 'ના. ગુંદર તમારે ચોપડવાનો, ટિકિટ મારી. આ તો તમે ગુંદર ચોપડતા નથી. અને એન્વેલપને ટિકિટ લગાડું છું ને, તે પેલો સીક્કો મારતા પહેલાં તો ટિકિટ નીચે પડી જાય છે અને પછી ત્યાં દંડ ભરવો પડે છે. તમે ટિકિટની પાછળ કશું લગાડો. ગુંદર થઈ રહ્યો હોય તો લહી લગાડો, તો ચોંટે.' એટલે શ્રદ્ધા તો એનું નામ કે ચોંટાડી ચોંટે, પછી ઉખડે જ નહીં. ઉપર સીક્કો માર માર કરે તો સીક્કો થાકે, પણ એ ના ઉખડે.

## ત્યાં શ્રદ્ધા આવી જ જાય

**પ્રશ્નકર્તા :** શ્રદ્ધા આવવી એ કોના આધારે આવે ?

**દાદાશ્રી :** એના ચારિત્રના આધારે આવે. ચારિત્રબળ હોય ! જ્યાં વાણી, વર્તન અને વિનય મનોહર હોય ત્યાં શ્રદ્ધા બેસાડવાની જ ના હોય, શ્રદ્ધા બેસી જ જવી જોઈએ. હું તો લોકોને કહું છું ને, અહીં શ્રદ્ધા રાખશો જ નહીં, તોય પણ શ્રદ્ધા ચોંટી જ જાય. અને બીજી જગ્યાએ ચોંટાડેલી શ્રદ્ધા 'આમ' કરીએ ને, તો ઉખડી જાય તરત. એટલે જ્યાં વાણી, વર્તન અને વિનય મનોહર હોય, મનનું હરણ થાય એવાં હોય ત્યારે સાચી શ્રદ્ધા બેસે !

**પ્રશ્નકર્તા :** શ્રદ્ધા આવવા માટે મુખ્ય વસ્તુ વાણી છે ?

**દાદાશ્રી :** એ બોલે ને, તો તરત આપણને શ્રદ્ધા આવી જાય કે 'ઓહોહો, આ કેવી વાત કરે છે !' બોલ ઉપર શ્રદ્ધા બેસી જાય ને, તો તો કામ જ નીકળી ગયું. પછી એક ફેરો શ્રદ્ધા બેસે ને એક ફેરો ના બેસે એવું ના ચાલે. આપણે જ્યારે જઈએ ત્યારે એ બોલે તો આપણને શ્રદ્ધા આવી જાય. એની વાણી આમ ફર્સ્ટ ક્લાસ હોય. ભલે શામળા હોય અને શીળીનાં ચાઠાં હોય, પણ વાણી ફર્સ્ટ કલાસ બોલતા હોય તો આપણે જાણીએ કે અહીં શ્રદ્ધા ચોંટશે.

**પ્રશ્નકર્તા :** પછી, બીજું શું શું હોવું જોઈએ, શ્રદ્ધા આવવા માટે ?

**દાદાશ્રી :** પ્રભાવશીલ એવા હોય કે જોતાં જ દિલ ઠરી જાય. એટલે દેહકર્મી હોવાં જોઈએ. આપણે કહીએ કે ભલે બોલો નહીં, પણ એવું લાવણ્ય

દેખાડો કે મને શ્રદ્ધા આવી જાય. પણ આ તો લાવણ્ય યે દેખાતું નથી, પછી શ્રદ્ધા ક્યાંથી આવે ? એટલે તમે એવા દેહકર્મી હો તો હું તમારા તરફ આકર્ષાઈ જઉં. મને ઉમળકો જ આવતો નથી ને, તમારી પર. જો તમારું મોંઢું રૂપાળું હોત તોય ઉમળકો આવત. પણ મોંઢાંય રૂપાળાં નથી, શબ્દ પણ રૂપાળા નથી. એટલે નથી પ્રભાવશીલ કે નથી બોલતાં આવડતું. એવું ચાલે નહીં અહીં આગળ તો, અગર તો જ્ઞાન રૂપાળું હોય તોય શ્રદ્ધા આવે. મારું તો જ્ઞાન રૂપાળું છે એટલે શ્રદ્ધા ચોંટે જ. છૂટકો જ નહીં ! અને બહાર તો શબ્દ રૂપાળા હોય તોય ચાલે.

હવે બોલતાં ના આવડતું હોય તોય આપણે ત્યાં બેસીએ ત્યારે મહીં મગજમાં ઠંડક થઈ જાય તો જાણવું કે અહીં આગળ શ્રદ્ધા રાખવા જેવી છે. જ્યારે જઈએ ત્યારે, અકળામણમાંથી ત્યાં જઈએ ત્યારે ઠંડક થઈ જાય ત્યારે જાણવું કે અહીં શ્રદ્ધા રાખવા જેવી છે. વાતાવરણ શુદ્ધ હોય એટલે જાણવું કે આ ચોખ્ખા માણસ છે, તો ત્યાં શ્રદ્ધા આવે.

## ખોજક તો આવો ના હોય

શ્રદ્ધા તો એવી બેસી જવી જોઈએ કે હથોડા મારીને ખસેડે તોય ના ખસે એવી. બાકી જે શ્રદ્ધા બેસાડે તે ઊઠે, ઊઠેલી હોય તેને શ્રદ્ધા બેસાડવી પડે ને બેઠેલી હોય તેને ઊઠાડવી પડે. એવું આ બધું ઊઠ-બેસ, ઊઠ-બેસ થયા જ કરવાની જગતમાં. એક જગ્યાએ છ મહિના શ્રદ્ધા રહી, તો પેણે બીજી જગ્યાએ બે વરસ શ્રદ્ધા રહી, તો કોઈ જગ્યાએ પાંચ વર્ષ શ્રદ્ધા રહી, પણ ઊઠી જાય પાછી.

માટે શ્રદ્ધા તો આ જગતમાં રાખશો નહીં, જ્યાં રાખશો ત્યાં ફસાશો. શ્રદ્ધા એની મેળે આવે તો જ 'ત્યાં' બેસજો. શ્રદ્ધા આવવી જોઈએ. 'રાખેલી' શ્રદ્ધા કેટલા દહાડા ચોંટે ?

એક શેઠ કહે છે, 'મને તો બાપજી પર બહુ શ્રદ્ધા છે.' મેં કહ્યું, 'તમને શા માટે શ્રદ્ધા છે ? આવો શેઠ, આવો શેઠ કહીને બધાંની હાજરીમાં બોલાવે છે એટલે તમને શ્રદ્ધા બેસી જ જાય ને !' જે ખોજક માણસ હોય, તે આવી શ્રદ્ધા બેસાડે ? હું તો ખોજક હતો. મેં તો બાપજીને કહી દીધેલું કે, 'એવું કંઈક

બોલો કે મને શ્રદ્ધા ચોંટી જાય. તમે સારું સારું બોલો છો કે આવો અંબાલાલભઈ, તમે મોટા કંટ્રાકટર છો, આમ છો, તેમ છો, એ મને ગમતું નથી. તમે મીઠું મીઠું બોલીને શ્રદ્ધા બેસાડો એ મિનિંગલેસ વાત છે. મને ગાળો ભાંડીને પણ એવું કંઈક બોલો કે મને શ્રદ્ધા બેસે.' બાકી, આ 'આવો પધારો' એમ કહે એટલે લોકોને શ્રદ્ધા ધીમે ધીમે બેસે, તેથી 'અહીં આપણને સારું છે' એમ એ કહે.

**પ્રશ્નકર્તા :** પણ ભણેલા-ગણેલા વિદ્વાન માણસો વાતને તરત સમજી જાય ને ?

**દાદાશ્રી :** હા, પણ બધાં ભણેલા માણસો તરત સમજી જાય કે આ બધું જૂઠું છે. જૂઠું કયાં સુધી ચલાવે છે લોકો ?

આ તો શ્રદ્ધા બેસે એટલા માટે તો 'આવો ફલાણા શેઠ, આવો, આવો' કહેશે. પણ આ શેઠને બોલાવ બોલાવ કરે છે ને કેમ ફલાણાભાઈને બોલાવતા નથી ? મનમાં જાણે કે 'આ શેઠ કો'ક દહાડો કામના છે.' કંઈક ચશ્મા મંગાવવાના હશે, કંઈ જોઈતું હશે તો કામના છે. હવે એ શેઠ આમ તો કાળાબજાર કરતા હોય, તે બાપજી જાણે. પણ એ મનમાં સમજે કે 'આપણે શું ? કાળાબજાર કરે, તો એ ભોગવશે. પણ આપણે ચશ્મા મંગાવવાના ને !' અને શેઠ શું સમજે ? કે 'કશોય વાંધો નહીં. જુઓને, બાપજી માન આપે છે ને, હજુ ! આપણે કંઈ બગડી ગયા નથી.' એ ક્યારે બગડી ગયા માને ? કે બાપજી કહેશે, 'એય, તમે આવા ધંધા કરતા હો તો અહીં આવશો નહીં.' ત્યારે મનમાં એમ થાય કે ધંધો બદલવો પડશે, આ તો બાપજી પેસવા નથી દેતા. 'આવો, આવો' કહીને બેસાડેલી શ્રદ્ધા ચોંટતી હશે ? એવી શ્રદ્ધા કેટલા દહાડા રહે ? છ-બાર મહિના રહે, ને પછી ઉતરી જાય.

## એવી શ્રદ્ધા વિના મોક્ષ નથી

એટલે શ્રદ્ધા તો, હું ગાળો ભાંડું તોય આવે એ સાચી શ્રદ્ધા. માનને લઈને થોડીવાર શ્રદ્ધા ચોંટી હોય, પણ તે ઉખડી જાય પછી. અપમાન કરે ત્યાંય પણ શ્રદ્ધા બેસે, ત્યારે એ ચોંટેલી શ્રદ્ધા ઉખડે નહીં. આપને સમજમાં આવ્યું ને ? એક ફેરો શ્રદ્ધા બેઠા પછી આપણને ગાળો ભાંડે, માર મારે, તોય આપણી

શ્રદ્ધા ના તૂટે એનું નામ અવિચળ શ્રદ્ધા કહેવાય. એવું બને ખરું ? અને એવી શ્રદ્ધા બેઠા વગર મોક્ષ નથી. આ તમને ગેરેન્ટીથી કહું છું.

બાકી, આપણને અનુકૂળ ના આવ્યું અને ઘેર જતા રહ્યા, એનું નામ શ્રદ્ધા જ ના કહેવાય. એટલે તમારી અનુકૂળતા ખોળો છો કે મોક્ષ ખોળો છો ? ના અનુકૂળ આવ્યું ને જતા રહ્યા એ શ્રદ્ધા કહેવાય ? તમને કેમ લાગે છે ? શ્રદ્ધા એટલે તો, સોંપી દીધું બધું !

## 'અહીં' શ્રદ્ધા આવે જ

અને હું એમ નથી કહેતો કે 'મારી પર તમે શ્રદ્ધા રાખો.' કારણ કે હું શ્રદ્ધા રખાવનારો માણસ જ ન્હોય. આ પચાસ હજાર માણસ આવતું હશે તો અમારી વાત માટે શ્રદ્ધા રાખવાની ના પાડીએ છીએ. બધાંને કહીએ છીએ કે અમારો અક્ષરેય માનશો નહીં, શ્રદ્ધા અમારી પર રાખશો નહીં. તમારો આત્મા કબૂલ કરે તો જ અમારી વાત સ્વીકાર કરજો. નહીં તો અમારે સ્વીકાર કરાવવો એવું કશું નથી.

અમારી વાણીથી એને શ્રદ્ધા જરૂર બેસે. કારણ કે સત્ય વસ્તુ જાણવાની મળે એટલે શ્રદ્ધા બેસે, એ પછી જાય નહીં. આ તો સત્ય સાંભળવાનું મળ્યું નથી, માટે શ્રદ્ધા બેસતી નથી. અને સત્ય સાંભળવાનું મળે એટલે શ્રદ્ધા બેસ્યા વગર રહે જ નહીં. આપણે ના કહીએ તોય શ્રદ્ધા બેસી જાય. કારણ કે સાચી વાત તો માણસ છોડવા તૈયાર નથી, ગાળ ભાંડો તોય. તમે 'શ્રદ્ધા નહીં રાખવાનું' નક્કી કરો ને, તો પણ પાછી શ્રદ્ધા અહીં ને અહીં જ આવે. તમે કહો કે 'આપણું હતું તે શું ખોટું હતું ?' પણ તોય શ્રદ્ધા અમારી પર પાછી આવે જ. અને તેથી જ એના કેટલાંય કાળની શ્રદ્ધા, અનંત અવતારની શ્રદ્ધા એકદમ તોડી નાખવા તૈયાર થઈ જાય છે. શાથી ? એને એમ શ્રદ્ધા જ બેસી જાય છે કે આ અત્યાર સુધી સાંભળેલું-જાણેલુ બધું ખોટું નીકળ્યું. અત્યાર સુધી સાંભળેલું ખોટું ઠરે, ત્યારે આપણને એમ ના લાગે કે આ તો અત્યાર સુધીની મહેનત બધી નકામી જાય છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કારણ કે સાચી વાત પર શ્રદ્ધા ચોંટે છે. ચોંટ્યે જ છૂટકો ને!

## આંતરા, અટકાવે શ્રદ્ધા

છતાંય કેટલાંક લોકોને શ્રદ્ધા નથી આવતી, એનું શું કારણ ? કારણ કે પોતે ઉપરથી પડદા ગોઠવેલા છે. ફક્ત આ લોભિયા શેઠિયાઓને અને આ અહંકારી જાણકારોને શ્રદ્ધા ના આવે. બાકી, આ મજૂરોને તો તરત શ્રદ્ધા આવી જ જાય. કારણ કે મજૂરોમાં જાણપણાની તૉરી ના હોય અને બેન્કનો લોભ ના હોય. એ બે ના હોય તેને ઓળખાઈ જ જાય. આ બે રોગને લીધે તો અટક્યું છે લોકોને ' 'હું જાણું છું' તેના અંતરાય નાખ્યા છે. નહીં તો જ્ઞાની પુરુષ પર તો સહેજે શ્રદ્ધા બેસે. આ તો પોતે આંતરા કરેલા, પાર્ટીશન વોલ મૂકેલી એટલે ! ને આ તો હોશિયાર લોકોને (!) કંઈ કાચા ના પડે, પરફેક્ટ થયેલા હોય.

અને મારો શબ્દ દરેક માણસ, જે દેહધારી મનુષ્ય છે અને જેને સાધારણ બુદ્ધિની સમજ છે, બુદ્ધિ ડેવલપ થયેલી છે, તેને અવશ્ય કબૂલ કરવો જ પડે. કારણ કે મારો શબ્દ આવરણ ભેદી છે, તે બધાં આવરણને તોડીને આત્માને જ પહોંચે છે. આત્માનો આનંદ ઊભો કરે એવું છે. એટલે જેનામાં આત્મા છે, એ પછી વૈષ્ણવ હો કે જૈન હો કે ગમે તે, જે મારી આ વાત સાંભળશે, એને શ્રદ્ધા બેસવી જ જોઈએ. છતાં આડાઈ કરવી હોય, જાણી-જોઈને ઊંધું બોલવું હોય તે જુદી વસ્તુ છે. આડા હોય ને ? સમજે-જાણે તોય આડું બોલે ને ? હિન્દુસ્તાનમાં આડા ખરા લોકો ? તમે જોયેલા ?

**પ્રશ્નકર્તા :** મોટા ભાગના એવાં જ.

**દાદાશ્રી :** એ આડાઈ કાઢવાની છે. કોઈ જાણી-જોઈને મતભેદ પાડે તો હું એને મોંઢે કહું કે 'તમારો આત્મા કબૂલ કરે છે, પણ તમે આડું બોલો છો આ.' એવું હું કહું ત્યારે પાછો પેલો સમજે ને કબૂલ કરે કે પોતે આડું બોલે છે. કારણ કે આડું બોલ્યા વગર રહે નહીં ને ! શાથી આડું બોલે ? માલ ભરેલો એણે, આડાઈ કરવાનો માલ ભરેલો હોય. એટલે જેનું પુણ્ય આડું હોય, એને શ્રદ્ધા ના બેસે. બાકી, જ્ઞાની પુરુષ તો શ્રદ્ધાની મૂર્તિ કહેવાય.

## જ્ઞાની, શ્રદ્ધાની પ્રતિમા

જ્ઞાની પુરુષ એવા હોય કે જે મૂર્તિ જોતાં જ શ્રદ્ધા બેસી જાય. શ્રદ્ધા

બેસી જ જાય એવી મૂર્તિ ! શ્રદ્ધેય કહેવાય, જગત આખાને માટે, આખા વર્લ્ડને માટે ! આ કાળ એવો વિચિત્ર છે કે શ્રદ્ધાની મૂર્તિ ના જડે. બધી મૂર્તિઓ જડે, પણ શ્રદ્ધાની મૂર્તિ - કાયમની શ્રદ્ધા બેસે એવી મૂર્તિ ના જડે. કો'ક વખત જગતમાં શ્રદ્ધાની મૂર્તિનો જન્મ હોય છે. શ્રદ્ધાની મૂર્તિ એટલે જોવાથી જ શ્રદ્ધા આવી જાય. કશું પૂછવું ના પડે, એમ ને એમ શ્રદ્ધા આવી જાય. એને શાસ્ત્રકારોએ શ્રદ્ધાની મૂર્તિ કહી છે. કો'ક જ વખત એવો અવતાર હોય, તે કામ કાઢી નાખે ને ! આ અમારો અવતાર જ એવો છે કે અમારી પર એને શ્રદ્ધા જ બેસી જાય.

શ્રદ્ધાની પ્રતિમા થવું જોઈએ. નાલાયક માણસનેય એક ફેરો મોંઢું જોયું કે તરત શ્રદ્ધા આવી જાય. તે ઘડીએ એના ભાવ, એની પરિણતિ ફરી જાય, જોતાં જ ફરી જાય. એવી પ્રતિમા, શ્રદ્ધાની પ્રતિમા કો'ક વખત પાકે છે. તીર્થંકર સાહેબો હતા એવાં !

એટલે કેવું થઈ જવું જોઈએ ? શ્રદ્ધાની પ્રતિમા થઈ જવું જોઈએ. પણ શ્રદ્ધા ના આવે, એનું કારણ શું હશે ? પોતે જ ! ને આ તો કહેશે, 'લોકો શ્રદ્ધા જ નથી રાખતા, તો શું કરું ?' હવે જે ગુરુમાં બરકત ના હોય, એ લોકો એમ કહ્યા કરે કે 'મારી પર શ્રદ્ધા રાખો.' અલ્યા, પણ લોકોને તારી પર શ્રદ્ધા જ નથી આવતી તેનું શું ? તું એવો થઈ જા, શ્રદ્ધાની પ્રતિમા, કે લોકોને જોતાં જ તારી પર શ્રદ્ધા બેસે.

## પછી વૈરાગ શી રીતે આવે ?

**પ્રશ્નકર્તા :** જે લોકો ઉપદેશ આપે છે એમનું આચરણ એમના ઉપદેશથી જુદું હોય છે, તો શ્રદ્ધા ક્યાંથી ઉપજે ? એવુંય બને ને ?

**દાદાશ્રી :** એટલે આ શ્રદ્ધા બેસવી એ કંઈ જેવી તેવી વાત નથી. અને રંજન માટે જ આ બધો ઉપદેશ હોય છે. કારણ કે સાચા ઉપદેશ નથી આ. આ તો પોતાનાં મનોરંજન છે બધાં.

**પ્રશ્નકર્તા :** હા, ફક્ત ઉપદેશ રંજન હોય છે અને તેથી જ વૈરાગનો રંગ લાગતો નથી.

**દાદાશ્રી :** હવે, વૈરાગનો રંગ ક્યાં લાગે ? કઈ વાણીમાં લાગે ? જે

વાણી સત્ય હોય તેમાં, જે વાણી ઊંધે રસ્તે વપરાતી ના હોય, જે વાણી સમ્યક્ વાણી હોય, જેને વચનબળ હોય ત્યાં રંગ લાગે. બાકી, આમ વૈરાગ શી રીતે આવે ? એ તો ચોપડીઓ બોલે જ છે ને ! જેમ ચોપડીઓ બોલે છે તોય એને વૈરાગ નથી આવતો, એમ આ ગુરુઓ બોલે તેનાથી વૈરાગ ના આવે. ચોપડીઓ જેવા ગુરુ થઈ ગયા છે. અને જો આપણને વૈરાગ ના આવે તો જાણવું કે આ ચોપડી જેવા ગુરુ છે. વચનબળ હોવું જોઈએ ને !

## એમાં ભૂલ ઉપદેશકની

**પ્રશ્નકર્તા :** ઘણી વખત એવું બને છે કે ઉપદેશ સાંભળવા પચ્ચીસ માણસો બેઠાં હોય, એમાં પાંચને સ્પર્શી જાય ને બાકીનાં વીસ એવાં ને એવાં કોરાં રહે છે. એમાં ઉપદેશકની ભૂલ કે ગ્રહણ કરનારની ભૂલ ?

**દાદાશ્રી :** આમાં સાંભળનારની શું ભૂલ છે બિચારાની ? ઉપદેશકની ભૂલ છે ! સાંભળનાર તો છે જ એવાં. એ તો ચોખ્ખું જ કહે છે ને કે, 'સાહેબ, અમને તો આવડતું નથી, તેથી તો તમારી પાસે આવ્યાં છીએ.' પણ આ તો ઉપદેશકોએ રસ્તો ખોળી કાઢ્યો છે, પોતાનો સ્વબચાવ ખોળ્યો છે કે 'તમે આમ કરતાં નથી, તમે આમ......' એવું ના કહેવાય. તમારે ત્યાં હેલ્પ માટે આવ્યો ને તમે આવું કરો છો ? આ તો ઉપદેશકોની ભૂલ છે. આ સ્કૂલના જેવી વાત નથી. સ્કૂલની વાત જુદી છે. સ્કૂલમાં જેમ છોકરાં કશું કરતાં નથી, એ જુદું છે ને આ જુદું છે. આ તો આત્મહિત માટે આવેલા છે, જેમાં બીજી કોઈ જાતની ખરાબ દાનત નથી. સંસારહિત માટે નથી આવેલા. એટલે આ ઉપદેશકે બધું કરવું જોઈએ.

હું તો બધાંને કહું છું કે, 'ભઈ, કંઈ પણ ના થાય તમારાથી, એ મારી ભૂલ છે. તમારી ભૂલ નથી.' તમે મારી પાસે રિપેર કરાવવા આવ્યા કે 'મને આ રિપેર કરી આપો.' પછી રિપેર ના થયું તો એ ભૂલ કોની ?

**પ્રશ્નકર્તા :** પચ્ચીસ જણા બેઠાં હોય, પાંચ પામે ને વીસ ના પામે, તો એમાં ગુરુની જ ભૂલ ?

**દાદાશ્રી :** ગુરુની જ ભૂલ !

**પ્રશ્નકર્તા :** શું ભૂલ થાય છે એમની ?

**દાદાશ્રી :** એમનું ચારિત્રબળ નથી. એમણે ચારિત્રબળ કેળવવું જોઈએ. રાત્રે બરફ મૂકેલો હોય, તો સમજુ કે અણસમજુ બધાંને એની અસર ના લાગે ? ઠંડક લાગ્યા કરે ને ? એટલે ચારિત્રબળ જોઈએ. પણ આ તો પોતાનું ચારિત્રબળ નથી, એટલે આ લોકોએ શોધખોળ (!) કરેલી, ને પછી શિષ્ય પર ચિડાયા કરે. એનો અર્થ જ નહીં ને ! એ તો બિચારા છે જ એવા. લેવા આવ્યા છે, તેની જોડે કકળાટ ને ક્લેશ ના હોય !

## અનુભવની તો વાત જ જુદી

**પ્રશ્નકર્તા :** પોતાને અનુભવથી જ્ઞાન પ્રાપ્ત થાય અને બીજો ઉપદેશ આપે ને જ્ઞાન પ્રાપ્ત થાય, એ બન્ને જરા સમજાવો.

**દાદાશ્રી :** ઉપદેશનું તો, આપણે શાસ્ત્રમાં વાંચીએને, એના જેવું ઉપદેશ. પણ ઉપદેશકમાં જો કદિ વચનબળવાળો હોય કોઈ પુરુષ કે જેનો શબ્દ આપણી મહીં પેસી જાય અને તે નીકળે નહીં બાર-બાર મહિના સુધી, તો એ ઉપદેશની વાત જુદી છે. બાકી આ જેનો ઉપદેશ અહીંથી કાને પેઠો ને આ કાને નીકળી ગયો, એના ઉપદેશની કંઈ વેલ્યુ નથી. એ ને પુસ્તક બેઉ સરખા છે.

જેનો ઉપદેશ ને જેના વાક્ય, જેના શબ્દો મહીં મહિના-મહિના સુધી ગુંજ્યા કરે એ ઉપદેશની ખાસ જરૂરિયાત ! એ અધ્યાત્મ વિટામિનવાળો ઉપદેશ કહેવાય. એ કો'ક ફેરો હોઈ શકે. પણ તે પોતે ચારિત્રવાળા હોવા જોઈએ, વ્યવહાર ચારિત્રવાળા ! શીલવાન હોવા જોઈએ, જેના કષાય મંદ થઈ ગયેલા હોવા જોઈએ.

## શબ્દો પાછળ કરુણા જ વહી

બાકી, આ બધા જે ઉપદેશ બોલે છે કે 'આમ કરો, તેમ કરો.' પણ એમના પગ ઉપર આવે તે ઘડીએ ચિડાઈને ઊભા રહે. આ તો ઉપદેશની વાતો કર્યા કરે છે. ખરી રીતે ઉપદેશ આપવાનો અધિકાર કોનો છે ? જે ચિડાતો ના હોય, તેને આ બધો ઉપદેશ કરવાનો અધિકાર ! આ તો જરાક સામું કહ્યું તો તરત ફેણ માંડે, 'મારા જેવો જાણકાર, હું આવો ને હું આવો !' તે ભ્રાંતિમાં જ બોલ બોલ કરે. 'હું, હું, હું, હું.....' તેથી સુધરતું નથી ને !

આ તો વીતરાગ માર્ગ કહેવાય. બહુ જ જોખમદારીવાળો માર્ગ ! એક શબ્દ પણ બોલવો બહુ જોખમદારીવાળી વસ્તુ છે. ઉપદેશકોને તો બહુ જોખમદારી છે અત્યારે. પણ લોકો સમજતા નથી, જાણતા નથી, તેથી આ ઉપદેશ આપે છે. હવે તમે ઉપદેશક છો કે નહીં, તે તમારી જાતને તપાસી જુઓ. કારણ કે ઉપદેશક આર્તધ્યાન-રૌદ્રધ્યાનથી મુક્ત હોવો જોઈએ. શુક્લધ્યાન ના થયું હોય તોય વાંધો નથી, કેમ કે ધર્મધ્યાનની વિશેષતા વર્તે છે. પણ પેલા બે આર્તધ્યાન ને રૌદ્રધ્યાન થયાં કરતાં હોય, તો જોખમદારી પોતાની છે ને ! ભગવાને કહેલું છે કે જો ક્રોધ-માન-માયા-લોભ તમારી પાસે સિલ્લક હોય, ત્યાં સુધી કોઈને ઉપદેશ આપશો નહીં.

તેથી મારે કહેવું પડ્યું કે આ જે વ્યાખ્યાન બોલો છો, પણ ફક્ત સ્વાધ્યાય કરવાનો અધિકાર છે. ઉપદેશ આપવાનો અધિકાર છે નહીં. છતાં જો ઉપદેશ આપશો તો, આ ઉપદેશ કષાયસહિત હોવાથી નર્કે જશો. સાંભળનાર નર્કે નહીં જાય. મારે જ્ઞાની થઈને કડક શબ્દો બોલવા પડે છે. એની પાછળ કેટલી કરુણા હશે ! જ્ઞાનીને કડક થવાની શી જરૂર ? જેને અહર્નિષ પરમાનંદ, અહર્નિષ મોક્ષ વર્તે છે, એને કડક થવાની જરૂર શું હોય ? પણ જ્ઞાની થઈને આવું કડક બોલવું પડે છે કે 'ચેતતા રહેજો, સ્વાધ્યાય કરજો.' લોકોને એવું કહેવાય કે 'હું સ્વાધ્યાય કરું છું, તમે સાંભળો.' પણ કષાયસહિત ઉપદેશ ના અપાય.

## વચનબળ તો જોઈએ ને

હું તમને ઉપદેશ આપ્યા કરું તો નહીં આવડે. પણ તમે મારું વર્તન જોશો તો સહેજે એ આવડી જશે. એટલે ઉપદેશ કશું ત્યાં ચાલે નહીં. આ તો વાણી નકામી જાય છે. છતાં પાછું આપણે ખોટું કહેવાય નહીં. એટલે કોઈનુંય ખોટું નથી. પણ એનો અર્થ કશોય નથી, બધું મિનિંગલેસ છે. જે બોલમાં કશું વચનબળ નથી, એને શું કહેવાય ? એવું એને ચોખ્ખું કહીએ આપણે કે 'તમારો બોલ જ ખોટો છે. નકામો કેમ જાય ? તમારો બોલ મને ઉગવો જોઈએ. તમારો બોલ ઉગતો નથી.' બોલ કેટલા વર્ષનો છે ? જૂનો બોલ, તે ઉગે નહીં. વાણી પ્યૉર જોઈએ, વચનબળવાળી જોઈએ. આપણે કહીએ કે 'તમારું વચન એવું બોલો કે જેથી મારી મહીં કંઈ થઈ જાય.' વચનબળ તો મુખ્ય વસ્તુ છે. મનુષ્યને વચનબળ ના હોય તો કામનું જ શું ?

ગુરુ તો એનું નામ કહેવાય કે એ વાણી બોલેને, તે આપણને એની મેળે જ પરિણામ પામે એવી વચનબળવાળી હોય ! આ તો પોતે ક્રોધ-માન-માયા-લોભમાં હોય ને આપણને ઉપદેશ આપે છે કે 'ક્રોધ-માન-માયા-લોભ છોડો.' તેથી આ બધો માલ બગડી ગયો ને ! સેકડે બે-પાંચ સારા હશે. વચનબળ એટલે મોંઢે બોલે એવું પેલાને થઈ જાય. હવે આવું વચનબળ ના હોય, તે શું કામનું ?

હું તો નાનો હતો ત્યારે એમ કહેતો હતો કે, 'તમે જે ઉપદેશ કહો છો એવું તો પુસ્તક કહે છે. તો તમારામાં ને એમાં ફેર શું પડ્યો તે ? એના કરતાં પુસ્તક સારું. તમને વળી આમ પગે લાગીને નમવું, તેના કરતાં પુસ્તક સારું. તમે કંઈ એવું બોલો કે મારે મહીં પરિણામ પામે, મારું ચિત્ત તેમાં રહ્યાં કરે.' આ તો શું કહે છે ? 'કરો, કરો, કરો, કરો.' આ 'કરો' ને શું કરું ? થતું નથી મારાથી ને ઉપરથી પાછા 'કરો, કરો' કર્યા કરો છો ! એ તો વચનબળ જોઈએ, વચનબળ ! એ બોલે એટલું પેલાને થઈ જાય, તો એ ગુરુ કહેવાય. નહીં તો ગુરુ યે કહેવાય નહીં. જ્ઞાની પુરુષ તો મોક્ષ આપે. પણ ગુરુ ક્યારે કહેવાય ? વચનબળ હોય. કારણ કે એમના વચનમાં જૂઠ-કપટ એવું ના હોય. એમના વચનમાં વચનબળ હોય. તમને સમજાય છે હું શું કહું છું તે ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** બહુ ઊંડી વાત છે. પણ આ લોકોને શી રીતે સમજણ પડે તે ? ચાલે છે દુકાનો. ચાલવા દો ને ! આપણે ક્યાં માથાકૂટ કરીએ ? કાળને લઈને ચાલ્યા કરે છે.

બાકી, તમે જે કહો છો એ પુસ્તકમાં કહે છે. ત્યારે તમારામાં ને આમાં ફેર શો પડ્યો તે ? જો તમે જીવતાં કશું કરી શકતા ના હો, તો એના કરતાં આ પુસ્તક સારું ! પાવર કંઈ હોય કે ના હોય ? ભલે મોક્ષનો પાવર ના હોય, પણ સંસાર વ્યવહારનો તો હોય ને ? વ્યવહારમાં પણ શાંતિ રહે એવું કંઈક બતાવો. તમને જો શાંતિ થયેલી હશે તો અમને થશે. તમને શાંતિ નહીં હોય તો અમને કેવી રીતે થાય તે ?

## પણ એ રીત શીખવો

આ તો ગુરુ કહેશે, 'મોરલ ને સિન્સીયર થા. બી મોરલ અને બી

સિન્સીયર !' અલ્યા, મોરલ તું થઈને આવ ને ! તું મોરલ થઉં ને, એટલે તારે મને નહીં કહેવું પડે. મોરલ થઈને મને કહે તો હું મોરલ થઈ જઈશ. તને દેખતાંની સાથે મોરલ થઈ જઈશ. જેવું જોઈએ, એવું આપણે થઈ જ જઈએ. પણ એ પોતે જ થયો નથી ને !

મારામાં વીતરાગતા હોય તે તમે જુઓ, ને એક ફેરો જોઈ લઈએ તો પછી થાય. કારણ કે હું તમને કરી બતાવું છું, માટે તમને એડજસ્ટ થઈ જાય. એટલે હું પ્યૉર હોઉં તો જ માણસ પ્યૉર થઈ શકે ! એટલે પ્યૉરિટી કમ્પ્લિટ હોવી જોઈએ.

હું તમને 'મોરલ થાવ' એમ કહે કહે નથી કરતો, પણ 'મોરલ કેમ થવાય' તે કહું છું. હું એવું કહેતો જ નથી કે 'તમે આમ કરો, સારું કરો કે આમ થાવ.' હું તો 'મોરલ કેમ થવાય' તે કહું છું, રસ્તો બતાવું છું અને જ્યારે લોકોએ શું કરેલું ? 'આ રકમ અને આ જવાબ.' અલ્યા, રીત શીખવાડ ને ! રકમ ને જવાબ તો ચોપડીમાં લખેલાં જ છે પણ એની રીત શીખવાડ ને ! પણ રીત શીખવાડનારો કોઈ નીકળ્યો નથી. રીત શીખવાડનારો નીકળ્યો હોત તો આ દશા હિન્દુસ્તાનની હોત નહીં. હિન્દુસ્તાનની દશા તો જુઓ આજે ! કેવી દશા થઈ ગઈ છે !!!

## સાચા ગુરુના ગુણો

**પ્રશ્નકર્તા :** મારે કેવી રીતે જાણવું કે મારા માટે સાચા ગુરુ કોણ છે ?

**દાદાશ્રી :** જ્યાં બુદ્ધિ ના હોય ત્યાં અને બોડીનાં ઓનરશિપ ના હોય. ઓનરશિપવાળા હોય તો. એ માલિકીવાળા ને આપણેય માલિકી- વાળા, બેઉ અથડાય ! તો કામ ના થાય.

પછી આપણા મનનું સમાધાન કરે, એ આપણા ગુરુ. એવાં ના મળે તો બીજા ગુરુ શું કરવાના છે ?

એ ગુરુ તો આપણને બધી રીતે હેલ્પ કરે એવાં જોઈએ. એટલે આપણને દરેક બાબતમાં હેલ્પ કરે. પૈસાની મુશ્કેલીમાંય હેલ્પ કરે. જો ગુરુ મહારાજ પાસે હોય તે એ કહે, 'ભઈ લઈ જા, મારી પાસે છે.' એવું હોવું જોઈએ. ગુરુ એટલે

એ હેલ્પિંગ, માબાપ કરતાં વધારે આપણી એ કાળજી રાખે, તો એને ગુરુ કહેવાય. આ તો લોકો પડાવી લે છે. પાંચ-પચાસ-સો રૂપિયા પડાવી લે !

પારકાંને માટે જીવન જીવતા હોય એવાં ગુરુ હોવા જોઈએ ! પોતાના સારુ નહીં !

પછી ગુરુ જરા શરીરે સુદૃઢ હોવાં જોઈએ. જરા દેખાવડા હોવાં જોઈએ. દેખાવડા ના હોય તોય કંટાળો આવે. 'આમને ત્યાં અહીં આવીને બેસવાનું ક્યાં થયું ? પેલા બીજા ગુરુ કેવા સરસ રૂપાળા હતા !' એવું કહે ! એવું બીજાની જોડે સરખામણી ના કરવાના હોય તો જ ગુરુ કરજો. ગુરુ કરો તો સાચવીને કરજો. બાકી, ગુરુ કરવા ખાતર કરવા એવું જરૂરી નથી !

અને એમનામાં તો સ્પૃહા ના હોય અને નિઃસ્પૃહતા યે ના હોય. નિઃસ્પૃહ ના હોય તો કોઈ સ્પૃહા છે એમને ? ના, એમને તમારા પૌદ્‌ગલિક બાબતમાં એટલે ભૌતિક બાબતમાં નિઃસ્પૃહ છે એ પોતે અને આત્માની બાબતમાં સ્પૃહાવાળા છે. હા, સંપૂર્ણ નિઃસ્પૃહ નથી એ !

ગુરુને કશું જોઈતું ના હોય એવા જોઈએ. લક્ષ્મી ના જોઈતી હોય અને વિષય ના જોઈતા હોય, બે ના જોઈતા હોય. પછી કહીએ કે 'આ તમારા પગ દબાવીશું, માથું દબાવીશું.' પગ દબાવવામાં વાંધો નહીં આપણે. પગ દબાવીએ, સેવા કરીએ.

મોક્ષને માર્ગે તો એમના ગુરુ આત્મજ્ઞાની હોવાં જોઈએ. તે આત્મજ્ઞાની ગુરુઓ છે નહીં, એટલે બધો કેસ બફાયો છે.

## ત્યારે કહેવાય ગુરુ મળ્યા

એટલે હું તો કોઈનું સાંભળતો જ નહોતો. કારણ કે એમનામાં બરકત દેખાતી નથી, એમના મોઢાં પર તેજ નથી દેખાતું, એમનાથી પાંચ માણસ સુધર્યા હોય તો મને દેખાડો કે જેનામાં ક્રોધ-માન-માયા-લોભની નબળાઈ ગઈ હોય કે મતભેદ ઘટ્યા હોય.

**પ્રશ્નકર્તા :** ગુરુ સાચા મળ્યા છે કે નહીં, એ જાણવાની શક્તિ આપણી કેટલી ?

**દાદાશ્રી :** બૈરી જોડે મતભેદ જાય તો જાણવું કે ગુરુ મળ્યા છે એને. નહીં તો આ તો બૈરી જોડેય મતભેદ થયા જ કરે. રોજ ઝઘડા ને ઝઘડા ચાલ્યા જ કરે એની મેળે. જો ગુરુ મળ્યા ને કંઈ ફેરફાર લાંબો થયો નહીં, તો કામનું જ શું તે ?

આ તો ક્લેશ જતો નથી, નબળાઈ જતી નથી અને કહે છે કે 'મને ગુરુ મળ્યા છે.' આપણા ઘરનો ક્લેશ જાય, કંકાસ જાય, એનું નામ ગુરુ મળ્યા કહેવાય. નહીં તો ગુરુ મળ્યા જ શી રીતે કહેવાય ? આ તો એના પક્ષનો પાણો ચઢાવે કે 'આપણે આ પક્ષના છીએ.' એમ એ પક્ષનો પાણો ચઢાવે અને ગાડું ચલાવે. અહંકાર આ બાજુનો હતો, તે આ બાજુનો વાળે. આપણને છ જ મહિના સાચા ગુરુ મળ્યા હોય, તો ગુરુ એટલું તો શીખવાડે જ કે જેનાથી ઘરમાંથી ક્લેશ જતો રહે. ઘરમાંથી જ એકલો નહીં, મનમાંથી હઉ ક્લેશ જતો રહે. મનમાં કલેશિતભાવ ના થાય ને જો ક્લેશ થતા હોય તો એ ગુરુને છોડી દેવાના. પછી બીજા ગુરુ ખોળી કાઢવા.

બાકી, ચિંતા-ઉપાધિ થાય, ઘેર મતભેદ થાય, એ બધાં જો ગૂંચવાડા ના ગયા હોય તો એ ગુરુ કામના શું ? એ ગુરુને કહીએ કે, 'હજુ મને ગુસ્સો આવે છે ઘરમાં, મારે તો છોડી-છોકરાં જોડે ચિડાઈ જવાય છે, તે બંધ કરી દો. નહીં તો પછી આવતે વર્ષ કેન્સલ કરી દઈશ.' ગુરુને આવું કહેવાય કે ના કહેવાય ? તમને કેવું લાગે છે ? નહીં તો આ તો ગુરુઓનેય 'મીઠાઈ' મળ્યા કરે છે નિરાંતે, હપ્તા મળ્યા જ કરે છે ને ! એટલે આ બધું અંધેર ચાલે છે હિન્દુસ્તાનમાં. આપણા હિન્દુસ્તાન દેશમાં જ નહીં, પણ બધેય એવું જ થઈ ગયું છે.

## આમ સાચું 'નાણું' પરખાય

**પ્રશ્નકર્તા :** સાચા ગુરુ છે, એને માટે આમ ચોક્કસ કોઈ ઓળખ ખરી ?

**દાદાશ્રી :** ઓળખમાં તો, આપણે ગાળ ભાંડીએ તો ક્ષમા ના આપે પણ સહજ ક્ષમા હોય. આપણે મારીએ તોય ક્ષમા હોય, ગમે એવું અપમાન કરીએ તોય ક્ષમા હોય. પછી સરળ હોય. તેમને આપણી પાસે કંઈ લાલચ

ના હોય, આપણી પાસે પૈસા સંબંધી કંઈ માગણી કરતા નથી. અને આપણે પૂછીએ તે પ્રશ્નનું સમાધાન કરે અને જો એમને છંછેડીએ તોય એ ફેણ ના માંડે. વખતે ભૂલચૂક થઈ ગઈ હોય તોય એ ફેણ માંડે નહીં. ફેણ માંડે એને શું કહેવાય ? ફેણિયા નાગ કહેવાય. આ બધી ઓળખ કહી એમની.

નહીં તો પછી ગુરુની તપાસ કરવી જોઈએ અને પછી ગુરુ કરવા જોઈએ. ગમે તેને ગુરુ કરી બેસીએ એનો શો અર્થ છે તે !

**પ્રશ્નકર્તા :** કોણ કેવા છે એ કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** પહેલાંના બોડિયા એડવર્ડ રૂપિયા ને રાણી છાપ રૂપિયા તમે જોયેલા કે ? હવે એ રૂપિયા હોય ને, તોય આ લોકો વિશ્વાસ રાખતા ન્હોતા. અલ્યા, રૂપિયા છે, વ્યવહારમાં ચાલુ ચલણ છે ને ? પણ ના, તોય એને પથ્થર જોડે કે લોખંડ જોડે અથાડે ! અરે, લક્ષ્મીને ના અથાડીશ. પણ તોય અથાડે એ ! કેમ અથાડતો હશે ? રૂપિયો ખખડાવીએ ત્યારે કલદાર છે કે બહેરો, એ માલમ પડે કે ના પડે ? આમ ઠોકીએ કે 'ઠનનન......' બોલે તો આપણે એને કબાટમાં-તીજોરીમાં મૂકી દઈએ અને બહેરો નીકળે તો કાપી નાખે, કાઢી નાખે. એટલે આ ટેસ્ટ જોવો, રૂપિયો ખખડાવી જોવાનો. એવું ગુરુનો હંમેશાંય ટેસ્ટ કરો.

**પ્રશ્નકર્તા :** પરીક્ષા કરવાની ?

**દાદાશ્રી :** ટેસ્ટ ! પરીક્ષા તો આવડે નહીં. બાળક હોય, તે પ્રોફેસરની પરીક્ષા શી રીતે લે ?

**પ્રશ્નકર્તા :** તો ટેસ્ટ અને પરીક્ષામાં શું ફરક ?

**દાદાશ્રી :** ટેસ્ટમાં અને પરીક્ષામાં બહુ ફેર. ટેસ્ટમાં તો આપણે એમ જ કહેવાનું કે, 'સાહેબ, આપ બોલ્યા, પણ એકુંય વાત મને સાચી લાગતી નથી.' એટલું જ બોલવાનું. એનો ટેસ્ટ ઝટ નીકળશે. એ ફેણ માંડશે. એટલે આપણે સમજવું કે આ ફેણિયા છે, આ દુકાન આપણા માટે નથી. દુકાન બદલો. દુકાન બદલવાની ખબર ના પડી જાય આપણને ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આવું ગુરુને કહેવું એ અવિનય ના કહેવાય ?

**દાદાશ્રી :** એવું છે, કે અવિનય ના કરીએ તો આપણે ક્યાં સુધી ત્યાં ને ત્યાં બેસી રહેવું ? આપણને સિલ્ક જોઈએ છે, 'ડબલ ઘોડા'નું સિલ્ક જોઈએ છે, તો દરેક દુકાને ફરતા ફરતા જઈએ તો કો'ક કહેશે, 'ભઈ, પેલાની દુકાને, ખાદી ભંડારમાં જાવ.' હવે, ત્યાં જઈને આપણે બેસી રહીએ પણ પૂછીએ-કરીએ નહીં, તો ત્યાં ક્યાં સુધી બેસી રહેવું આપણે ? એના કરતાં પૂછીએ કે, 'ભઈ, ડબલ ઘોડાનું સિલ્ક હોય તો હું બેસી રહું, પછી છ કલાક બેસી રહીશ પણ છે ખરું આપની પાસે ?' ત્યારે એ કહે, 'ના, નથી.' ત્યારે આપણે ઊઠીને બીજી દુકાને જઈએ.

છતાં પણ અહીં આગળ એક ગુનો થાય છે પાછો. આટલી મારી સમજ લઈને છટકી નહીં જવાનું. જેમને તમે આવું કર્યું કે 'તમારું આ બરાબર નથી' એટલે એમના મનને દુઃખ થયું, એટલા પૂરતો અવિનય ગણાય છે. માટે એમને કહીએ કે, 'સાહેબ, જરા મારું મગજ આવું કોઈ ફેરો ખસી જાય છે.' ત્યારે એ કહેશે, 'કાંઈ વાંધો નહીં, કાંઈ વાંધો નહીં.' તોય પણ એમનું મન મહીં દુખાયા કરતું હોય, તો પછી આપણે પાંચ-પચાસ રૂપિયા ગજવામાં રાખવા પડે ને એમને કહેવું જોઈએ કે, 'આપને શું, ચશ્મા જોઈએ છે ? જે જોઈતું હોય તે કહો.' નહીં તો પછી આપણે કહીએ, 'સાહેબ, એક શાલ છે તેનો સ્વીકાર કરો. માથે હાથ મૂકી આપો.' તે શાલ આપી આવવી એટલે એ ખુશ ! એટલે આપણે જાણીએ કે આ રૂપિયાને ખખડાવ્યો તો એ સામો દાવો નથી માંડતો. અને આ આમાં દાવો મંડાય, એટલે આપણે શાલ આપી આવીએ. એટલું સો રૂપિયા ઘસાઈ છૂટવા પડે. પણ આપણે એ દુકાનમાંથી-ફસામણમાંથી તો નીકળ્યા ને ! મારું શું કહેવાનું છે કે ક્યાં સુધી ફસાઈ રહેવું ?

અને જેને રાગ-દ્વેષ ના થાય એ છેલ્લા ગુરુ ! ખાવાનું મૂકીએ ને પછી થાળી ઊઠાવી લઈએ અને એમની આંખમાં કંઈ ફેરફાર ના દેખાય, આંખમાં કુરકુરિયાં ના રમે, તો જાણવું કે આ છે 'લાસ્ટ' ગુરુ ! બાકી, કુરકુરિયાં રમે એ બધામાં માલ જ નહીં ને ! આપને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** એટલે પરીક્ષા હેતુ માટે નહીં, પણ તપાસ રાખવી જોઈએ.

પરીક્ષા હેતુ માટે તો ખોટું દેખાય. પણ જરા ધ્યાન રાખવું જોઈએ કે કેમ આમની આંખોમાં આમ થાય છે ! હવે, આ થાળી ઉઠાવી લીધી ને આંખમાં ફેરફાર થાય તો તરત કહીએ, 'ના, બીજી ચાંદીની થાળી લાવું છું.' પણ આપણે જોઈ લેવું કે 'આંખોમાં ફેરફાર થાય છે !' તપાસ તો કરવી જ પડે ને ?

આપણે છેતરાઈને માલ લાવીએ એ શું કામનો ? માલ લેવા ગયા, તે માલ તો એણે જોવો પડે ને ! એવું ના જોવું પડે ? જરા ખેંચીને જોવું પડે ને ? પછી ફાટેલું નીકળે ત્યારે લોક કહેશે, 'તમે શાલ જોઈને કેમ લીધી નહીં ?' એવું કહે કે ના કહે ? તેથી શ્રીમદ્ રાજચંદ્ર કહે છે ને, ગુરુ બરાબર જોઈને કરજો, તપાસીને કરજો ! નહીં તો રખડાવી મારશે. એમને એમ ગમે તેને વળગી પડે એ કામમાં ના આવે ને ! એમને એમ તો છેતરાયા પછી શું થાય ? એટલે બધી બાજુ જોવું પડે.

## ઊઘાડી વિગતો, વીતરાગતાથી

આ કળિયુગમાં ગુરુ સારા મળશે નહીં અને ગુરુ તમારું શાક કરીને ખાઈ જશે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. પણ અપવાદ સ્વરૂપ એક તો સાચા ગુરુ હોય ને ?

**દાદાશ્રી :** કો'ક સારા ગુરુ હોય ત્યારે એ ડબ્બો હોય. ડબ્બો એટલે સમજણ ના હોય કશી. તો એ સમજણ વગરના ગુરુને શું કરીએ પાછું ? સમજણ હોય છે ત્યારે દુરૂપયોગ કરે એવા હોય છે. એટલે એના કરતાં ઘેર આ પુસ્તકો હોય તે પકડી એનું મનન કર્યા કરવું સારું. એટલે અત્યારે છે એવા ગુરુ ના ચાલે. એના કરતાં ગુરુ ના કરવા સારા, એમને એમ ગુરુ વગર રહેવું સારું.

**પ્રશ્નકર્તા :** આપણી સંસ્કૃતિ મુજબ ગુરુ વિનાનો માણસ નગુણો કહેવાય.

**દાદાશ્રી :** ક્યાં સાંભળેલું તમે આ ?

**પ્રશ્નકર્તા :** સંત પુરુષો પાસેથી સાંભળેલું.

**દાદાશ્રી :** હા, પણ એ શું કહે છે ? નગુણો નહીં, પણ નગુરો. અગર તો નુગરો કહે છે. નુગરો એટલે ગુરુ વગરનો ! ગુરુ ના હોય એને આપણા લોકો નુગરો કહે.

બાર વર્ષની ઉંમરે અમારી કંઠી તૂટી ગયેલી, તે લોક 'નુગરો, નુગરો' કર્યા કરે ! બધાં કહે, 'કંઠી તો પહેરવી પડે. ફરી કંઠી પહેરાવડાવીએ.' મેં કહ્યું, 'આ લોકોની પાસે તો કંઠી પહેરાતી હશે ? જેને અજવાળું નથી, જેની પાસે બીજાને અજવાળું આપવાની શક્તિ નથી, એની પાસે કંઠી કેમ પહેરાય ?' ત્યારે કહે 'લોક નુગરો કહેશે.' હવે, નુગરો શું વસ્તુ હશે ? નુગરો એટલે કોઈ શબ્દ હશે ગાળ દેવાનો એમ જાણેલું. એ તો પછી મોટી ઉંમરનો થયો ત્યારે સમજાયું કે નગુરુ, ન ગુરુવાળો !

**પ્રશ્નકર્તા :** આ કોઈને ગુરુ માનવા હોય, તો એની જે વિધિઓ હોય, કંઠી બંધાવે, કપડાં બદલાવે, એવી કંઈ જરૂર ખરી ?

**દાદાશ્રી :** એવી કશી જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** ધર્મગુરુઓ કેમ કહે છે કે કંઠી બંધાવી હોય એમને ભગવાન તારે અને નગુરાને કોઈ તારે નહીં. એ વાત સાચી ?

**દાદાશ્રી :** આ તો એવું છે, આ ભરવાડોએ આ વાત ફેલાવેલી. ભરવાડો ઘેટાંને આ વાત કહે છે કે 'નુગરો થઈને ના ફરીશ.' ત્યારે ઘેટાં જાણે કે 'ઓહોહો ! હું નુગરો નહીં. આપણે કંઠી બંધાવો ! ગુરુ કરો !' તે આ ગુરુ કર્યા. એ ઘેટાં ને પેલા ભરવાડો ! છતાં આ શબ્દ અમારાથી બોલાય નહીં. પણ જ્યાં ઓપન જાણવું હોય ત્યારે એકલું જાણવા માટે કહીએ. તેય વીતરાગતાથી કહીએ. તેથી અમે શબ્દો બોલીએ છતાંય રાગ-દ્વેષ ના થાય. અમે જ્ઞાની પુરુષ થયા, અમે જવાબદાર કહેવાઈએ. અમને કોઈ જગ્યાએ સહેજેય રાગ-દ્વેષ હોય નહીં.

**પ્રશ્નકર્તા :** મને બે-ત્રણ વખત બાવાઓ મળ્યા, તે કહેતા કે 'તમે કંઠી બંધાવો.' મેં ના પાડી. મેં કહ્યું, 'મારે નથી બંધાવવી.'

**દાદાશ્રી :** હા, પણ પાકા, તે ના બંધાવે ને ! નહીં તો કાચો હોય તો બંધાવે ને !

**પ્રશ્નકર્તા :** ગુરુની પાસે કંઠી ના બંધાવી હોય, પણ આપણને કોઈ ગુરુ પર ભાવ જાગ્યો હોય, તેનું જ્ઞાન લઈએ, તો કંઠી બંધાવ્યા વગર ગુરુ-શિષ્યનો સંબંધ સ્થાપિત થયો કહેવાય કે કેમ ? કેટલાંક શાસ્ત્રો ને આચાર્યોએ કહ્યું છે કે નુગરો હોય તો તેનું મોઢું પણ ના જોવું.

**દાદાશ્રી :** એવું છે, કે વાડામાં પેસવું હોય તો કંઠી બાંધવી અને છૂટા રહેવું હોય તો કંઠી ના બાંધવી. જ્યાં જ્ઞાન આપતા હોય, તેની કંઠી બાંધવી. વાડો એટલે શું કહેવા માગે છે કે પહેલાં તું આ સ્ટાન્ડર્ડ તૈયાર કર ! આ થર્ડ સ્ટાન્ડર્ડ તૈયાર કર, ત્યાં સુધી બીજે ડાફાં ના મારીશ એવું કહેવા માગે છે.

બાકી, નુગરો શી રીતે કહેવાય ? નુગરો તો આ જમાનામાં કોઈ છે જ નહીં. આ તો નુગરો કોણે કહેલું ? આ કંઠીવાળા જે ગુરુ છે ને, એમણે નુગરો ઊભું કરેલું. એમનામાં ઘરાક ઓછા ના થઈ જાય એટલા હારું. કંઠી ના બાંધેલી હોય તેમાં વાંધો નથી. આ કંઠી તો, એક જાતની મનમાં સાયકોલોજીકલ ઈફેક્ટ ઘાલી દે છે. એટલે આ બધા સાંપ્રદાયિક મતો શું કરે છે ? લોકોને બધી કંઠીઓ જ ઘાલ ઘાલ કરે છે. પછી પેલાને અસર થાય કે 'હું આ સંપ્રદાયનો, હું આ સંપ્રદાયનો !' એટલે સાયકોલોજીકલ ઈફેક્ટ થાય છે. પણ એ સારું છે, એ બધું ખોટું નથી. એ આપણને નુકસાનકર્તા નથી. તમારે 'નુગરા'ની ચિંતા ના કરવી, 'નુગરો' કહે તો તમારી આબરૂ જશે, એમ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** નુગરાની તમને કેમ ચિંતા થઈ ?

**પ્રશ્નકર્તા :** પેલી કંઠીની વાત આવીને, એટલે.

**દાદાશ્રી :** હા, પણ કંઠી બાંધનારાને એમ કહેવું કે, 'આ કંઠી બાંધેલી હું ક્યાં સુધી રાખીશ ? મને ફાયદો થશે ત્યાં સુધી રાખીશ, નહીં તો પછી તોડી નાખીશ.' એવું એમની જોડે શર્ત કરવી જોઈએ. એ પૂછે કે 'શો ફાયદો

જોઈએ છે તમારે ?' ત્યારે આપણે કહીએ, 'મારા ઘરમાં કકળાટ ના થવો જોઈએ, નહીં તો કંઠી હું તોડી નાખીશ.' એવું પહેલેથી આમ કહેવું જોઈએ. એવું લોકો કહેતા નહીં હોય ને ? આ તો કકળાટેય ચાલ્યા કરે ને કંઠીય ચાલ્યા કરે. કંઠી બાંધીને ક્લેશ થયા કરતો હોય તો એ કંઠી આપણે તોડી નાખીએ. ગુરુને કહીએ કે, 'લો, આ તમારી કંઠી પાછી. તમારી કંઠીમાં કશો ગુણ નથી. તમારી કંઠી તમે મંત્રીને આપી નથી. એવી મંત્રીને આપો કે મારે ઘેર વઢવાડો ના થાય.'

**પ્રશ્નકર્તા :** કંઠી બાંધી ના હોય ત્યાં સુધી એવો ઉપદેશ લે તો પણ જ્ઞાન ના ઊતરે એવું એ કહે છે.

**દાદાશ્રી :** લે ! નહીં બાંધો તો તમારે જ્ઞાન નહીં થાય (!) કેટલું બધું ટૈડકાવે છે ! આ તો ટૈડકાવી કરીને આ બધાંને સીધા કરી નાખે છે !

## કોની વાત ને કોણે ઝાલી ?

સારું છે, એ રસ્તેય લોકોને સીધા કરે છે ને ! છતાં આ લોકો લપસવા નથી દેતા એટલું સારું છે. બાકી, ચઢાવવાની તો વાત જ ક્યાં રહી ? એ ગુરુ જ ચઢ્યા નથી ને ! ચઢવું કંઈ સહેલી વાત છે આ કળિયુગમાં, દુષમકાળમાં ? આ ટેકરો પાછો ઊભો સાવ ! પણ લપસી જવા નથી દેતા. અને લોકોને બીજું મળે નહીં એટલે ગમે તે દુકાનમાં બેસી જ જવું પડે ને ! આમ આવું અનંત અવતારથી ભટક ભટક કર્યા જ કરે છે ને !

**પ્રશ્નકર્તા :** એક બાજુ એમ કહેવાય છે કે,

*'ગુરુ-ગોવિંદ દોનો ખડે, કિસકો લાગું પાય,*
*બલિહારી ગુરુ આપકી, જીસને ગોવિંદ દિયો બતાય.'*

**દાદાશ્રી :** હા, પણ એવા ગુરુદેવ કોને કહેવાય ? ગોવિંદ બતાવે, એને ગુરુદેવ કહેવાય. એવું આમાં કહે છે. અત્યારે તો આ ગુરુઓ એમનું ગુરુપણું સ્થાપન કરવા માટે વાત કરે છે. પણ આપણે એમને કહેવું જોઈએ ને, કે 'સાહેબ, હું તમને ગુરુદેવ ક્યારે કહું ? કે તમે ગોવિંદ મને બતાવો તો. આ

લખ્યું છે એ પ્રમાણે જો કરી આપો, ગોવિંદ બતાવી દો, તો તમારામાં ગુરુપણું સ્થાપન કરું. તમે જ હજુ ગોવિંદ ખોળતાં હો ને હુંય ગોવિંદ ખોળું, તો આપણા બેનો મેળ ક્યારે પડે ?'

બાકી, આજ તો બધા ગુરુઓ આનું આ જ ધરે છે આગળ ! ગુરુએ ગોવિંદ બતાવ્યા ના હોય ને, તોય આવું ગવડાવે છે. એટલે ગુરુઓને 'પ્રસાદી' તો મળે ને ! આ શબ્દોનો બીજા દુકાનવાળાને લાભ થાય ને. (!)

**પ્રશ્નકર્તા :** પણ આમાં ગુરુનું પલ્લું વધારે ભારવાળું કર્યું.

**દાદાશ્રી :** છે ભારવાળું જ, પણ એવા ગુરુ હજુ થયા નથી. ને આ તો પ્રોબેશ્નર ગુરુઓ ફાવી ગયા છે આમાં ! એટલે પ્રોબેશ્નરો માની બેઠાં કે 'આપણે હવે ગુરુ, ને ભગવાન દેખાડ્યા, પછી મને પૂજવા જોઈએ તમારે.' પણ પ્રોબેશ્નરો શું કામના ? અને જેનામાં 'હુંકાર' ગયો હોય ને, ત્યાં પછી એ જ ભગવાન ! જો કદી વધારે દર્શન કરવા જેવું પદ હોય તો આ એકલું જ કે જેનો 'હુંકાર' ગયો હોય, પોતાપણું ગયું હોય. જ્યાં પોતાપણું ગયું ત્યાં બધું સર્વસ્વ ગયું.

આ 'ગુરુ બ્રહ્મા, ગુરુ વિષ્ણુ, ગુરુ મહેશ્વરા' કહે છે, એ તો ગુરુઓ જ નથી. આ તો 'ગુરુ બ્રહ્મા, ગુરુ વિષ્ણુ.....' એ નામથી એમનો પોતાનો લાભ ઊઠાવવા ફરે છે. એનાથી લોકો પછી પૂજે એમને ! પણ ખરેખર તો, આ સદ્ગુરુની વાત છે. સદ્ગુરુ એટલે જ્ઞાની પુરુષ માટે આ વાત છે. જે સત્‌ને જાણે છે, સત્‌ના ભોમિયા છે, એવા ગુરુની વાત છે. તેને બદલે આ ગુરુઓ, રસ્તે જનારા ગુરુઓ ઝાલી પડ્યા.

બાકી, ગુરુ જે થઈ બેઠા છે એમને તો કહી દેવું કે, 'ભાઈ સાહેબ, મારે ગુરુ કરવા નથી. હું વેપારી ગુરુ કરવા નથી આવ્યો. હું તો જેને ગુરુ થવું નથી, તેને ગુરુ કરવા આવ્યો છું.'

## ગુરુનો છોકરો ગુરુ ?

**પ્રશ્નકર્તા :** પહેલાના જમાનામાં ગુરુ પરંપરા જે હતી કે ગુરુ શિષ્યને શીખવે, પછી પાછો શિષ્ય ગુરુ થઈને એના શિષ્યને શીખવે......

**દાદાશ્રી :** એ પરંપરા સાચી હતી. પણ અત્યારે તો પરંપરા રહી નથી ને ! હવે તો ગાદીપતિ થઈ બેઠા છે. ગુરુનો છોકરો ગુરુ થઈ જાય, એવું કેમ માની શકાય ! ગાદીઓના સ્થાપન કર્યા, તે દુરૂપયોગ કર્યો.

**પ્રશ્નકર્તા :** ધર્મની વ્યવસ્થાને બદલે સમાજ વ્યવસ્થા થઈ ગઈ !

**દાદાશ્રી :** હા, સમાજ વ્યવસ્થા થઈ ગઈ. ધર્મ તો ક્યાં રહ્યો, ધર્મ તો ધર્મની જગ્યાએ રહ્યો ! પાછો કળિયુગ ફરી વળે ને ! એક-બે પુરુષો બરાબર સારા હોય પણ પછી એની પાછળ ગાદીપતિઓ ને એ બધું ચાલુ થઈ જાય, જ્યાં ને ત્યાં ગાદીપતિને ! ગાદીપતિ શોભે નહીં હંમેશાં. ધર્મમાં ગાદી ના હોય. બીજા બધામાં, બધી કળાઓમાં, વેપારમાં ગાદી હોય પણ આ ધર્મમાં ગાદી ના હોય. આમાં તો જેની પાસે આત્માનું હોય, એ આત્મજ્ઞાની હોવો જોઈએ !

**પ્રશ્નકર્તા :** પહેલાં ગાદીઓ નહોતી, તો આ ગાદીઓ નીકળી કેવી રીતે ?

**દાદાશ્રી :** એ તો આ અક્કલવાળાના હાથમાં ગયું ને, ત્યારે આ અક્કલવાળાઓએ શોધખોળ કરી. બીજા કોઈ રહ્યા નહીં, એટલે એમણે દુકાનો ઘાલી દીધી. બાકી, આંધળાને હૈયાંફૂટા મળી આવે છે. આ દેશમાં નહીં જાણે ક્યાંથી મળી આવે છે, આવાં ને આવાં તોફાનો જ ચલાવ્યા છે લોકોએ અને હેય..... ગાદીપતિ થઈને બેસે છે !

કોને અધિકાર છે ગાદીપતિ થવાનો ? જેને ક્રોધ-માન-માયા-લોભ ના હોય તેને ! તમને એ ન્યાય નથી લાગતો ? ન્યાયથી શું હોવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એટલે કેટલાંક અમને પૂછે છે કે આ તમે 'અક્રમ' કેમ કાઢ્યું ? મેં કહ્યું, મેં નથી કાઢ્યું આ. હું તો નિમિત્ત બની ગયો છું. હું શું કરવા કાઢું ? મારે કંઈ અહીં આગળ ગાદીઓ સ્થાપવી છે ? આપણે કંઈ ગાદી સ્થાપવા માટે આવ્યા છીએ ? કોઈનું ઉત્થાન કરીએ છીએ આપણે ? ના. અહીં કોઈનું મંડન કરતા નથી, કોઈનું ખંડન કરતા નથી. અહીં તો એવું

કશું છે જ નહીં અને અહીં ગાદી યે નથી ને ! ગાદીવાળાને ભાંજગડો બધી. જ્યાં ગાદીઓ છે ત્યાં મોક્ષ હોય જ નહીં.

## પૂજવાની કામના જ કામની

ધર્મોવાળાએ તો એમના મતાર્થ ધરાવવા માટે, એમની પૂજાવાની દુકાનો ચલાવવા માટે આ બધાં રસ્તા કાઢ્યા છે. એટલે લોકોને બહાર નીકળવા જ ના દીધા. એમણે પોતાને પૂજાવવા માટે આ બધાં લોકોને ઊંધે ચકરડે ચઢાવ્યા. એ ભાંગફોડીયા લોકો બીજું પેસવાય ના દે ! ભાંગફોડીયા એટલે પૂજાવાની કામનાવાળા. પૂજાવાની કામના એ દલાલી જ ને !

ધર્મનું પુસ્તક હાથમાં આવ્યું અને કોઈકે એને બેસાડ્યો કે 'હવે વાંચવાનું રાખો.' ત્યારથી એને મહીં કામના ઉત્પન્ન થઈ જાય કે હવે મને લોકો પૂજશે. ત્યારે જો તમને પૂજાવાની કામના ઉત્પન્ન થઈ, માટે તમને ડિસમિસ કરી દેવા જોઈએ. કારણ કે જ્ઞાની પુરુષના પુસ્તકને અડ્યા પછી કામના કેમ ઉત્પન્ન થઈ ? ઊલટું, કામના હોય તેય નાશ થવી જોઈએ ! આ તો કામનાઓ ઉત્પન્ન થાય છે. તમને એવી સમજણ પડે છે કે લોકોને મહીં પૂજાવાની ને બધી કામનાઓ ઊભી થઈ છે એવું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પાછું મહીં હરિફાઈઓ ચાલે ! લોકો બીજાને વધારે પૂજતા હોય તો આને ગમે નહીં પાછું. એટલે જાણે પૂજાવાનું એ જ મોક્ષ (!) હોય એવું માની લીધું છે આ લોકોએ ! આ તો મોટી જોખમદારી છે. બાકી, જેને આ જગતમાં કોઈ જોડે વઢવાડ ના થાય તો એને પૂજેલો કામનો !

આ ગુરુઓને તો પૂજાવાની કામનાઓ ઊભી થાય, ગુરુ થવાની કામના રહેલી હોય. ત્યારે કૃપાળુદેવને કામના કેવી હતી એ તો ઓળખ, કે 'પરમ સત્ જાણવાનો કામી છું !' બીજી કોઈ ચીજની જેમને કામના નથી ! મને તો પૂજાવાની કામના આખી જિન્દગીમાં ક્યારેય ઊભી નહીં થયેલી. કારણ કે એ તો બોધરેશન કહેવાય. પૂજવાની કામના જોઈએ, આપણાથી કોઈ મોટા હોય એને ! એક કાનો કાઢી નાખવાનો છે ને ? બસ !

**પ્રશ્નકર્તા :** માન પૂજાદિ, ગર્વરસ એ બધાં પોતાપણાની મહેફિલો ને ?

**દાદાશ્રી :** એ બધી વસ્તુઓ પોતાપણાને મજબૂત કરનારી ! અને પોતાપણાને મજબૂત કરેલું પછી કો'ક દહાડો ઝળકે ને, કો'કની જોડે ! ત્યારે લોક કહેશે, 'જો પોત પ્રકાશ્યુંને !' પોતાપણું એનું પ્રકાશ્યું એટલે ભલીવાર ના આવે કોઈ દહાડોય ! એટલે એ પૂજાવાની કામના છૂટતી નથી, અનાદિકાળથી આ ભીખ છૂટી નથી.

## રહ્યાં નામ ન કોઈના

પાછી નામનીય ભીખ હોય છે, તે પુસ્તકોમાંય એમનાં નામ છપાવે છે. ત્યારે એના કરતાં પૈણવું હતું ને, તો છોકરાં નામ રાખત. અહીં શું કરવા નામ રાખવાં છે, ગુરુ થયા પછી ! પુસ્તકોમાંય નામ ! 'મારા દાદા ગુરુ ને મારા બાપા ગુરુ, ને ફલાણા ગુરુ !' નર્યા છપાવ છપાવ કરે છે. અને આ મંદિરોમાંય નામ ઘાલવા માંડ્યા છે પાછાં કે 'આ ગુરુએ આ બનાવ્યું.' અરે, નામ તો રહેતાં હશે કોઈ દહાડો ? સંસારીઓનાં નથી રહેતાં, તો સાધુઓનાં નામ તો રહેતાં હશે ! નામ રાખવાની તો ઈચ્છા યે ના હોવી જોઈએ. કંઈ પણ ઈચ્છા એ ભીખ છે.

## ધ્યેય ચૂકાયો ને પેઠી ભીખ

આ ભીખ જતી નથી. માનની ભીખ, કીર્તિની ભીખ, વિષયની ભીખ, લક્ષ્મીની ભીખ..... ભીખ, ભીખ ને ભીખ ! ભીખ વગરના જોયેલા ખરા ? છેવટે દેરાં બંધાવાનીય ભીખ હોય, એટલે દેરાં બંધાવવામાં પડે ! કારણ કે કશો ધંધો ના જડે ત્યારે કીર્તિ માટે બધું કરે ! અરે, શેના હારું દેરાં બાંધો છો ? હિન્દુસ્તાનમાં ક્યાં દેરાં નથી ? પણ આ તો દેરાં બંધાવવા હારું પૈસા ભેગા કર કર કરે. ભગવાને કહ્યું હતું કે દેરાં બાંધનાર તો એના કર્મના ઉદય હશે તો બંધાવશે. તું શું કરવા આમાં પડે છે ?

હિન્દુસ્તાનનો મનુષ્યધર્મ ફક્ત દેરાં બાંધવા માટે નથી. ફક્ત મોક્ષે જવા માટે જ હિન્દુસ્તાનમાં જન્મ છે. એક અવતારી થવાય, એ બાજુનો ધ્યેય રાખીને કામ કરજે તો પચાસ અવતારે, સો અવતારે કે પાંચસો અવતારેય પણ ઉકેલ આવી જાય. બીજો ધ્યેય છોડી દો. પછી પૈણજે-કરજે, છોકરાંનો બાપ થજે, ડૉક્ટર થજે, બંગલા બંધાવજે, એનો સવાલ નથી. પણ ધ્યેય એક જગ્યાએ

જ રાખ, કે હિન્દુસ્તાનમાં જન્મ થયો છે તો મુક્તિને માટેનું સાધન કરી લેવું છે. આ એક ધ્યેય ઉપર આવી જાવ તો ઉકેલ આવે !

બાકી, કોઈ જાતની ભીખ નહીં હોવી જોઈએ. આમ ધર્માદા લખાવો, ફલાણું લખાવો, એવી અનુમોદનામાં હાથ ઘાલવો ના જોઈએ. કરવું, કરાવવું ને અનુમોદવું ત્યાં ના હોય. અમે તો સર્વ ભીખથી મુક્ત થઈ ગયેલા છીએ. દેરાં બાંધવાનીય ભીખ નથી. કારણ કે અમારે આ જગતમાં કોઈ ચીજ જોઈતી નથી. અમે માનના ભિખારી નથી, કીર્તિના ભિખારી નથી, લક્ષ્મીના ભિખારી નથી, સોનાનાં ભિખારી નથી, શિષ્યોનાં ભિખારી નથી. વિષયોના વિચાર ના આવે, લક્ષ્મીનો વિચાર ના આવે. વિચાર જ જ્યાં ઉત્પન્ન ના થાય પછી ભીખ શેની રહે તે ? માનની, કીર્તિની, કોઈ જાતની ભીખ નહીં.

અને આ બધાં મનુષ્ય માત્રને કીર્તિની ભીખ હોય, માનની ભીખ હોય. આપણે પૂછીએ 'તમારામાં કેટલી ભીખ છે, એ તમને ખબર પડે ? તમને કોઈ પણ જાતની ભીખ ખરી ?' ત્યારે કહેશે, 'ના, ભીખ નહીં.' ઓહોહો ! હમણે અપમાન કરીએ તો ખબર પડી જાય કે માનની ભીખ છે કે નહીં તે !

વખતે સ્ત્રી સંબંધમાં બ્રહ્મચારી થયો હોય, લક્ષ્મી સંબંધીય ભીખ છોડી હોય, પણ આ બીજી બધી કીર્તિની ભીખો હોય. શિષ્યની ભીખ હોય, નામની ભીખ હોય, બધી પાર વગરની ભીખો હોય ! શિષ્યનીય ભીખ ! કહેશે, 'મારે શિષ્ય નથી.' ત્યારે શાસ્ત્રોએ શું કહેલું ? જે આવી પડે, ખોળ્યા વગર એની મેળે આવી પડે એ શિષ્ય !

## ભીખથી ભગવાન છેટા

એટલે 'ભીખ' શબ્દ હું લખું. બીજા લોકો લખે નહીં. 'તૃષ્ણા' લખે. અલ્યા, ભીખ લખને ! તો એનું ભિખારીપણું છૂટે બળ્યું. તૃષ્ણાનો અર્થ શું છે ? તૃષ્ણા એટલે તરસ. અલ્યા, તરસ તો લાગી કે ના લાગી, તેમાં શું વાંધો ? અલ્યા, આ તો તારી ભીખ છે. જ્યાં ભીખ હોય ત્યાં આગળ ભગવાન કેમ ભેગા થાય ? આ 'ભીખ' શબ્દ એવો છે કે વગર ફાંસીએ ચઢ્યે ફાંસી લાગે !

સંપૂર્ણ ભીખ ગયા પછી જ આ જગત 'જેમ છે તેમ' દેખાય. મારામાં

ભીખ હોય ત્યાં સુધી મને બીજા ભિખારા લાગે નહીં. પણ પોતાનામાં ભીખ ગઈ એટલે બધાય ભિખારા જ લાગે.

જેને સર્વસ્વ પ્રકારની ભીખ મટે, તેને જ્ઞાનીનું પદ મળે. જ્ઞાનીનું પદ ક્યારે મળે ? તમામ પ્રકારની ભીખ ખલાસ થઈ જાય. લક્ષ્મીની ભીખ, વિષયોની ભીખ, કોઈ જાતની ભીખ ના રહે ત્યારે આ પદ પ્રાપ્ત થાય !

ભીખ ના હોય તો ભગવાન જ છે, જ્ઞાની છે, જે કહેશો તે છે. ભીખને લઈને જ આ આવો થયો છે. કાલાવાલા તેથી કરે ને ? એક ભીખ કયાં રાખવાની છે ? જ્ઞાની પુરુષ પાસે ! જ્ઞાની પુરુષ પાસે જઈને કહેવું, કે 'બાપજી, પ્રેમની પ્રસાદી આપજો.' એ તો આપતા જ હોય, પણ આપણે માગીએ ત્યારે વિશેષ મળે. જેમ ગાળેલી ચા ને ગાળ્યા વગરની ચામાં ફેર પડે ને ? એટલો ફેર પડી જાય. ગાળેલી ચામાં કૂચો ના આવે પછી.

## પ્યૉરિટી વિના ન પમાય

એટલે આ તો ભીખ રહી છે તેને લીધે ભાંજગડ છે. પ્યૉરિટી રહી નથી. જ્યાં ને ત્યાં વેપાર થઈ ગયો છે. જ્યાં પૈસાની લેવડ-દેવડ થઈ અને જ્યાં બીજું પેઠું, એ બધું વેપારી થઈ ગયું. એમાં સંસારિક લાભ ઉઠાવવાની તૈયારી હોય. ભૌતિક લાભો, એ તો બધા વેપાર કહેવાય. બીજું કશું લેતા ના હોય ને માનની ઈચ્છા હોય તોય પણ એ લાભ કહેવાય. ત્યાં સુધી બધા વેપાર કહેવાય.

હિન્દુસ્તાન દેશ એવો છે કે સબકા વેપાર ચલતા હૈ. પણ વેપારમાં જોખમદારી છે. આપણે શું કહેવું જોઈએ કે આ તમે આવું કરો છો, પણ આમાં જોખમદારી છે.

**પ્રશ્નકર્તા :** ધર્મના નામે આટલું બધું ધતિંગ કેમ ચાલે છે ?

**દાદાશ્રી :** ત્યારે કયા નામે ધતિંગ કરવા જાય ? બીજા નામે ધતિંગ કરવા જાય તો લોકો મારે. બાપજી દસ રૂપિયા લઈ ગયા, પણ હવે કંઈક નામ દઈએ ને બાપજી કંઈ શ્રાપ આપી દે, તો શું થાય ? એટલે ધર્મના નામ સિવાય બીજું કોઈ બારું જ નથી, છટકબારી એવી નથી કોઈ જગ્યાએ.

તેમાં બધાય એવા જ છે એમ કહેવાય એવું નથી. મહીં પાંચ-દસ ટકા બહુ સારો માલ છે ! પણ ત્યારે ત્યાં કોઈ ભેગું ના થતું હોય. કારણ કે એની વાણીમાં વચનબળ ના હોય. અને પેલાની તો આંજી નાખે એવી વાણી હોય, એટલે ત્યાં બધાં ભેગા થયાં. ત્યારે ત્યાં એની ભાવના અવળી હોય, જેમ તેમ કરીને પૈસા પડાવી લેવા એવું તેવું હોય. આ પ્રપંચી દુકાનોમાંથી શું લેવાનું ? ને ચોખ્ખી દુકાનો હોય ત્યારે ત્યાં માલ ના હોય તો ત્યાં શું લેવાનું ? ચોખ્ખા માણસની પાસે દુકાનમાં માલ નથી. અને પ્રપંચી દુકાનોમાં આમ ઊંચે કાંટે માલ આપે, પણ એ ભેળસેળવાળો માલ હોય છે.

પણ જ્યાં કોઈ જાતની જરૂરિયાત ના હોય, પૈસાની જરૂર ના હોય, પોતાના આશ્રમ વધારવાની કે પોતાનું મોટું કરવાની જરૂર ના હોય, એવા માણસ હોય તો વાત જુદી છે. એવા માણસ એક્સેપ્ટેડ છે. એ દુકાનને દુકાન કહીએ તોય ત્યાં લોકો લાભ પામે. પછી ત્યાં આગળ જ્ઞાન ના હોય તોય તેનો વાંધો નથી પણ માણસ ચોખ્ખા હોવા જોઈએ, પ્યૉર હોવા જોઈએ. ઈમ્પ્યૉરિટીમાં, કોઈ દહાડોય કશું કોઈ પામે નહીં.

## અપ્રતિબદ્ધપણે વિચરે તે જ્ઞાની

**પ્રશ્નકર્તા :** હિન્દુસમાજમાં, જૈનસમાજમાં આશ્રમ પદ્ધતિ છે, એ બરાબર છે કે નહીં ?

**દાદાશ્રી :** એ પદ્ધતિ સત્‌યુગમાં બરાબર હતી, એટલે ત્રીજા અને ચોથા એ બે આરામાં બરાબર હતી. પાંચમા આરામાં આશ્રમની પદ્ધતિ બરાબર નથી.

**પ્રશ્નકર્તા :** આશ્રમ પદ્ધતિથી ભેદાભેદ અને વાડાઓ ઉત્પન્ન થાય છે કે નહીં ?

**દાદાશ્રી :** આશ્રમ પદ્ધતિ વાડા ઊભા કરવાનું સાધન જ છે ! અને વાડા ઊભાં કરનારા બધા અહંકારીઓ છે, ઓવરવાઈઝ ! નવું ઊભું કરે, તૃતિયમ ! મોક્ષે જવાની કંઈ ભાવના નથી. પોતાનું ડહાપણ દેખાડવું છે. એ નવા નવા ભેદ પાડ્યા કરે અને જ્ઞાનીઓ પાકે ત્યારે ભેદ બધા બંધ કરી દે, ઓછા કરી નાખે. લાખ જ્ઞાનીઓને એક જ અભિપ્રાય હોય અને એક અજ્ઞાનીને લાખ અભિપ્રાય હોય.

**પ્રશ્નકર્તા :** કહેવાય આશ્રમ, પણ ત્યાં પરિશ્રમ હોય.

**દાદાશ્રી :** ના, ના. આશ્રમોનો હિન્દુસ્તાનમાં લોકોએ શું ઉપયોગ કર્યો એ આપને કહું ? ઘેર કંટાળ્યો હોય ને, તો તે પંદર દહાડા ત્યાં આગળ નિરાંતે ખાય-પીવે ને રહે. એ જ ધંધો કર્યો છે. એટલે જેને શ્રમ ઉતારવો હોય અને ખાવું-પીવું ને સૂઈ રહેવું હોય, તે આશ્રમો રાખે. બૈરી પજવનારી નહીં, કોઈ પજવનારું નહીં. ઘેર બૈરી-છોકરાંની વઢવાડો હોય. ત્યાં આશ્રમમાં કોઈ વઢનાર જ નહીં ને, કહેનાર જ નહીં ને ! ત્યાં તો એકાંત મળે ને, એટલે નાખોરાં ખરેખરાં બોલાવે. માકણ નહીં, કશુંય નહીં. ઠંડો પવન ! સંસારનો થાક લાગેલો ને, એ ત્યાં ઊતારે.

હવે, આવું ખાઈ-પી ને પડી રહેતા હોય તો સારા. પણ આ તો દુરૂપયોગ કરે છે અને તેથી એની પોતાની અધોગતિ કરે છે. એમાં કોઈને નુકસાન કરતા નથી, પણ પોતાને નુકસાન કરે છે. હશે એકાદ-બે ચોખ્ખા વખતે ! બાકી, આશ્રમ તો પોલ ચલાવવાનું સાધન !

**પ્રશ્નકર્તા :** આપ જે માર્ગ બતાવો છો એમાં આશ્રમો-મંદિરો એ બધાંની જરૂર ખરી ?

**દાદાશ્રી :** અહીં આશ્રમ-બાશ્રમ ના હોય. અહીં આશ્રમ તે હોતો હશે ? હું તો પહેલેથી કોઈ પણ આશ્રમના વિરુદ્ધ ! હું તો પહેલેથી શું કહું છું ? 'મારે તો ભઈ, આશ્રમની જરૂર નથી.' લોકો અહીં આશ્રમો બાંધવા આવેલા ને, એ લોકોને ના પાડી દીધેલી. મારે આશ્રમની શેને માટે જરૂર ? આશ્રમ ના હોય આપણે ત્યાં.

એટલે મેં તો પહેલેથી કહ્યું છે કે જ્ઞાની પુરુષ કોનું નામ કહેવાય કે જે આશ્રમનો શ્રમ ના કરે. હું તો ઝાડ નીચે બેસીને સત્સંગ કરું એવો માણસ છું. અહીં કોઈ જગ્યાએ સાધન ના હોય તો ઝાડ નીચે બેસીનેય નિરાંતે સત્સંગ કરીએ. અમારે કશો વાંધો નથી. અમે તો ઉદયાધીન હોઈએ. અને મહાવીર ભગવાન ઝાડ નીચે જ બેસીને સત્સંગ કરતા હતા, એ કંઈ આશ્રમ ખોળતા ન હોતા. અમારે ઓરડી યે જોઈએ નહીં ને કશુંય જોઈએ નહીં. અમારે કંઈ જરૂર જ નહીં ને ! કોઈ ચીજની જરૂર નથી. જ્ઞાની આશ્રમનો શ્રમ કરે નહીં.

**પ્રશ્નકર્તા :** અપ્રતિબદ્ધ વિહારી શબ્દ વપરાયો છે એમના માટે.

**દાદાશ્રી :** હા, અમે નિરંતર અપ્રતિબદ્ધપણે વિચરીએ છીએ. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવથી નિરંતર અપ્રતિબદ્ધપણે વિચરે છે એવા જ્ઞાની પુરુષ !

આખું જગત આશ્રમ કરે છે. મુક્તિ કરવી હોય તો આશ્રમનો ભાર ના પાલવે. આશ્રમ કરતા તો ભીખ માગીને ખાવું સારું. ભીખ માગીને ખાય તેની ભગવાને છૂટ આપેલી છે. ભગવાને શું કહેલું કે ભીક્ષા માગીને તું લોકોનું કલ્યાણ કરજે. તારા પેટ પૂરતી જ ભાંજગડને ! આશ્રમ તો સત્‌યુગમાં હતા, ત્યારે પોતે મોક્ષ માટે જ પ્રયત્ન કરતા હતા અને આ કળિયુગમાં તો શ્રમ ઉતારવાનું સંગ્રહસ્થાન છે. અત્યારે કોઈને મોક્ષની કંઈ પડેલી નથી. એટલે આશ્રમો આ કાળમાં ઊભા કરવા જેવું નથી.

## એ ભગવાનને પહોંચતું નથી

અને આ તો ખાલી બીઝનેસમાં પડ્યા છે લોકો. એ લોકો ધર્મના બીઝનેસમાં પડ્યા છે. એમને પોતાને પૂજાવડાવીને નફો કાઢવો છે. હા, અને એવી દુકાનો તો આપણા હિન્દુસ્તાનમાં બધી બહુ છે. એવી કંઈ બે-ત્રણ દુકાનો જ છે ? એ તો પાર વગરની દુકાનો છે. હવે એ દુકાનદારને આપણે આવું કહેવાય કેમ કરીને ? એ કહે કે 'મારે દુકાન કાઢવી છે' તો આપણે ના યે કેમ કહેવાય ? તો ઘરાકને આપણે શું કરવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** રોકવો જોઈએ.

**દાદાશ્રી :** ના, રોકાય નહીં. આ તો દુનિયામાં આવી રીતે ચાલ્યા જ કરવાનું.

**પ્રશ્નકર્તા :** અત્યારે તો કરોડો રૂપિયા ઊઘરાવીને આશ્રમ બંધાય છે, ને લોકો એની પાછળ પડ્યા છે !

**દાદાશ્રી :** પણ આ રૂપિયા જ એવા છે ને ! રૂપિયામાં બરકત નથી તેથી.

**પ્રશ્નકર્તા :** પણ એ લક્ષ્મીને સાચા રસ્તે વાપરે, શિક્ષણ કામમાં વાપરે કે કોઈ ઉપયોગી સેવામાં વાપરે તો ?

**દાદાશ્રી :** એ વપરાય, તોય પણ મારું કહેવાનું કે એમાં ભગવાનને નથી પહોંચતું કશું. એ સારા રસ્તે વપરાય, તો તેમાં જરાક ખેતરમાં ગયું તો ઘણું વધારે ઉપજે. પણ એમાં એને શો લાભ થયો ? બાકી, જ્યાં લક્ષ્મી ત્યાં ધર્મ હોય નહીં. જેટલી લક્ષ્મી જ્યાં આગળ છે એટલો જ ધર્મ કાચો છે ત્યાં !

**પ્રશ્નકર્તા :** લક્ષ્મી આવી એટલે પછી એની પાછળ ધ્યાન આપવું પડે, વ્યવસ્થા કરવી પડે.

**દાદાશ્રી :** ના, એમ નહીં. એની વ્યવસ્થા માટે નહીં. વ્યવસ્થા તો લોકો કહેશે કે 'અમે કરી લઈશું.' પણ આ લક્ષ્મીની હાજરી છે ત્યાં ધર્મ એટલો કાચો ! કારણ કે મોટામાં મોટી માયા, લક્ષ્મી અને વિષયવિકાર ! આ બે મોટામાં મોટી માયા ! એ માયા છે ત્યાં ભગવાન ના હોય અને ભગવાન હોય ત્યાં માયા ના હોય !

અને એ પૈસો પેઠો, એટલે કેટલો પેસી જાય એનું શું ઠેકાણું ? અહીં કોઈ કાયદા છે ? માટે પૈસો બિલકુલ જડમૂળથી ના હોવો જોઈએ. ચોખ્ખા થઈને આવો ! મેલું કરશો નહીં, ધર્મમાં !

## ધર્મની શી દશા આજે !

પાછાં ફી રાખે છે બધાં, જાણે નાટક હોય એવું ! નાટકમાં ફી રાખે એવી પાછાં ફી રાખે છે. મહીં સેકડે પાંચ ટકા સારાય હોય છે. બાકી તો સોનાના ભાવ વધી ગયા એવા આ 'એમના'ય ભાવ વધી જાયને ! તેથી મારે પુસ્તકમાં લખવું પડ્યું કે જ્યાં પૈસાની લેવડદેવડ છે ત્યાં ભગવાન નથી અને ધર્મેય નથી. જ્યાં પૈસાની લેવડદેવડ નથી, વેપારી બાજુ જ નથી, ત્યાં ભગવાન છે ! પૈસો, લેવડદેવડ એ વેપારી બાજુ કહેવાય.

બધેય પૈસા, જ્યાં જાવ ત્યાં પૈસા, જ્યાં જાવ ત્યાં પૈસા ! બધે ફી, ફી ને ફી છે ! હા, ત્યારે ગરીબોએ શો ગુનો કર્યો બિચારાએ ? અને ફી રાખો તો ગરીબને માટે એમ કહો કે, 'ભઈ, ગરીબની પાસે ચાર આના લઈશું, બહુ થઈ ગયું.' તો તો ગરીબથીય ત્યાં જવાય. આ તો શ્રીમંતો જ લાભ લે. બાકી, જ્યાં ફી આવે ત્યાં કશો ધર્મ જ નથી. અમારે અહીં પૈસોય લેવાનો નહીં. અહીં ફી રાખી હોય તો શી દશા થાય ? એક ફેરો 'જ્ઞાન' લેવા માટે તો તમે ખર્ચી

નાખો, પણ પછી કહેશો, 'જ્ઞાન મજબૂત રીતે પાળીશું પણ હવે ફરી ફી ના આપીએ.'

આ તો આપણે કોઈનું નામ લેવું એ ખોટું કહેવાય. આ તો તમને રૂપરેખા આપું છું કે આ ધર્મની શી દશા થઈ છે અત્યારે. ગુરુ જે વેપારી તરીકે થઈ બેઠા છે એ બધું ખોટું. જ્યાં પ્રેક્ટિશ્નર હોય છે, ફી રાખે છે, કે 'આજે આઠ-દશ રૂપિયા ફી છે, કાલે વીસ રૂપિયા ફી છે' તો એ બધું નકામું.

જ્યાં પૈસાનો વેપાર છે ત્યાં ગુરુ ના કહેવાય. જ્યાં ટિકિટો છે, એ તો બધું રામલીલા કહેવાય. પણ લોકોને હમણે ભાન નથી રહ્યું, એટલે બિચારાં ટિકિટવાળાને ત્યાં જ પેસે છે. કારણ કે ત્યાં આગળ જૂઠું છે ને આ પોતે પણ જૂઠો છે, એટલે બન્ને એડજસ્ટ થઈ જાય છે ! એટલે સાવ જૂઠું ને સાવ પોલમ્પોલ ચાલી રહ્યું છે તદ્દન.

આ તો પાછાં કહેશે, 'હું નિસ્પૃહ છું, હું નિસ્પૃહ છું.' અરે, એ ગા ગા શું કરવા કરે છે તે ? તું નિસ્પૃહી છે, તો તારી પર કોઈ શંકા રાખનાર નથી અને તું સ્પૃહાવાળો છો, તો તું ગમે એટલું કહીશ તોય તારી પર શંકા કર્યા વગર છોડવાના નથી. કારણ કે તારી સ્પૃહા જ કહી આપશે, તારી દાનત જ કહી આપશે.

## આમાં ખામી ક્યાં ?

આ તો બધાં ભીખને માટે નીકળેલા છે. એમનું પેટ ભરવા નીકળ્યા છે, સહુ સહુનું પેટ ભરવા માટે નીકળ્યા છે. અગર તો પેટ ના ભરવાનું હોય તો કીર્તિ કાઢવી હોય. કીર્તિની ભીખ, લક્ષ્મીની ભીખ, માનની ભીખ ! જો ભીખ વગરનો માણસ હોય તો એની પાસે જે માગો તે પ્રાપ્ત થાય. ભીખવાળા પાસે આપણે જઈએ તો એ પોતેય સુધરેલો ના હોય ને આપણનેય સુધારે નહીં. કારણ કે દુકાનો ચાલુ કરી છે લોકોએ અને આ ઘરાકો મળી આવે છે નિરાંતે !

એક જણ મને કહે છે કે, 'એમાં દુકાનદારનો દોષ કે ઘરાકનો દોષ ?' મેં કહ્યું, ઘરાકનો દોષ ! દુકાનદાર તો ગમે તે એક દુકાન કાઢીને બેસે. આપણે ના સમજીએ ? આટલો લોટ ટાંકણીમાં ચોપડીને ઘાલે છે અને પેલો મચ્છીમાર

એને તળાવમાં નાખે છે, તેમાં મચ્છીમારનો દોષ કે એ ખાનારનો દોષ ? જેને આ લાલચ છે તેનો દોષ છે કે મચ્છીમારનો ? જે પકડાય એનો દોષ ! આ આપણા માણસો બધા પકડાયા જ છે ને, આ બધા ગુરુઓથી.

લોકોને પૂજાવું છે એટલા માટે વાડા ઊભા કરી દીધા. આમાં આ ઘરાકોનો બધોય દોષ નથી બિચારાનો. આ દલાલોનો દોષ છે. આ દલાલોનું પેટ ભરાતું જ નથી ને જગતનું ભરવા દેતા નથી. એટલે હું આ ઉઘાડું કરવા માગું છું. આ તો દલાલીઓમાં જ લહેરપાણી ને મોજ કર્યા કરે છે ને પોતપોતાની સેફસાઈડ જ ખોળી છે. પણ એમને કહેવું નહીં કે તમારો દોષ છે. કહેવામાં શું ફાયદો ભઈ ? સામાને દુઃખ ઊભું થાય. આપણે દુઃખ કરાવવા માટે આવ્યા નથી. આપણે તો સમજવાની જરૂર છે કે ખામી ક્યાં છે ! હવે, દલાલો કેમ ઊભા રહ્યા છે ? કારણ કે ઘરાકી મજબૂત છે એટલે. ઘરાકી જો ના હોય તો દલાલો ક્યાં જાય ? જતાં રહે. પણ ઘરાકીનો દોષ છે ને, મૂળ તો ? એટલે મૂળ દોષ તો આપણો જ ને ! દલાલ ક્યાં સુધી ઊભા રહે ? ઘરાકી હોય ત્યાં સુધી. હમણે આ મકાનોના દલાલો ક્યાં સુધી હેડ ફૈડ કરશે ? મકાનોનાં ઘરાક હોય ત્યાં સુધી. નહીં તો બંધ, ચૂપ !

## લાલચ જ ભમાવે

**પ્રશ્નકર્તા :** અત્યારે ગુરુઓ પૈસાની પાછળ જ હોય છે.

**દાદાશ્રી :** એ તો આ લોકોય એવા છે ને ? લાકડાં વાંકાં છે એટલે આ કરવતી વાંકી આવી છે. આ લાકડાંય સીધા નહીં ને ! લોક વાંકા ચાલે તેથી ગુરુ વાંકા મળે. લોકમાં શું વાંકાઈ છે ? 'મારે બાબાને ઘેર બાબો જોઈએ છે.' એટલે લોકો લાલચુ છે એટલે આ લોકો ચઢી બેઠા છે. અલ્યા, એ શું બાબાને ત્યાં બાબો આપવાનો હતો ? અને એ કંઈથી લાવવાનો હતો ? એ બાઈડી-છોકરાં વગરનો છે, એ કંઈથી લાવવાનો હતો ? કોઈ છોકરાંવાળાને કહે ને ! આ તો 'મારા બાબાને ઘેર બાબો થાય' એટલા હારું એને ગુરુ કરે. એટલે લોક લાલચુ છે ત્યાં સુધી આ ધુતારા ચઢી બેઠા છે. લાલચુ છે, તેથી ગુરુની પાછળ પડે છે. લાલચ આપણને ના હોય ત્યારે ગુરુ કરીએ તો સાચું !

આ તો લૂગડાં બદલીને લોકોને ભમાવે છે અને લોક લાલચી એટલે

ભમી જાય છે. લાલચી ના હોય તો કોઈ ના ભમે ! જેને કોઈ પ્રકારની લાલચ નથી, એને કંઈ ભમવાનો વારો આવે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ આજ તો ગુરુ પાસે ભૌતિક સુખ માગે છે, મુક્તિ કોઈ માગતું નથી.

**દાદાશ્રી :** બધે ભૌતિકની વાતો જ છે ને ! મુક્તિની વાત જ નથી. આ તો 'મારા છોકરાને ઘેર છોકરો થાય, અગર તો મારો ધંધો બરાબર ચાલે, મારા છોકરાને નોકરી મળે, મને આમ આશિર્વાદ આપે, મારું ફલાણું કરે' એવી પાર વગરની લાલચો છે બધી. અલ્યા, ધર્મ માટે, મુક્તિ માટે આવ્યો છે કે આ જોઈએ છે બધું ?

આપણામાં કહેવત છે ને, 'ગુરુ લોભી, શિષ્ય લાલચી, દોનોં ખેલે દાવ.' એવું ના હોવું જોઈએ. શિષ્ય લાલચુ, એટલે ગુરુ એને કહેશે કે 'તુમ્હારા યે હો જાયેગા, હમારી કૃપા સે યે હો જાયેગા, યે હો જાયેગા.' તે લાલચ પેઠી એમાં ભલીવાર આવે નહીં.

## ગુરુને ઘાટ ન હોવો ઘટે

કળિયુગને લઈને ગુરુમાં માલ કશો હોતો નથી. કારણ કે એ તમારા કરતા વિશેષ સ્વાર્થી હોય છે. એમાં એ પોતાનું કામ કરાવવા ફરે છે, તમે તમારું કામ કરાવવા ફરો છો. આ રસ્તો ગુરુ-શિષ્યનો ના હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિશાળી માણસો ઘણી વખત આવા ખોટા ગુરુને વર્ષો સુધી એમ જ માને છે કે આ જ સાચા ગુરુ છે.

**દાદાશ્રી :** એ તો લાલચો હોય છે બધી. ઘણા ખરા લોકો તો લાલચોથી જ ગુરુઓ કરે છે.

અત્યારના આ ગુરુ એ કળિયુગના ગુરુ કહેવાય. કંઈક ને કંઈક ઘાટમાં જ હોય, કે 'શું કામમાં લાગશે' એવું પહેલેથી જ વિચારે ! આપણા ભેગા થતા પહેલાં જ વિચારે કે શું કામમાં લાગશે ? વખતે આ ડૉક્ટર ત્યાં આગળ જાય ને, ને એમને જુએ ત્યારથી વિચાર આવે કે કો'ક દહાડો કામના છે. એટલે 'આવો, આવો ડૉક્ટર' કહેશે. અરે, તારે શું કામના ? 'માંદો થઉં ત્યારે

કો'ક દહાડો કામ લાગે ને !' એ બધા ઘાટવાળા કહેવાય. ઘાટવાળા પાસે કોઈ દહાડો કામ ના થાય આપણું. જેને ઘાટ નથી, કશું જ જોઈતું નથી, ત્યાં જવું. આ ઘાટવાળામાં તો, એ સ્વાર્થી ને આપણેય સ્વાર્થી ! ગુરુ-શિષ્યમાં સ્વાર્થ હોય, તો એ ગુરુપણુંય નથી ને એ શિષ્યપણુંય નથી. સ્વાર્થ ના હોવો જોઈએ.

આપણે જો ચોખ્ખા છીએ તો એ ગુરુને કહી દઈએ કે, 'સાહેબ, જે દહાડે જરાય સ્વાર્થ તમારામાં દેખાશે, તો હું તો જતો રહીશ. બે ગાળો ભાંડીનેય જતો રહીશ. માટે તમારે મને જોડે રાખવો હોય તો રાખો. હા, ખાવા-પીવાનું જોઈતું હોય તો તે તમારે અડચણ નહીં પડવા દઉં. પણ તમારે સ્વાર્થ નહીં રાખવાનો.'

હા, સ્વાર્થ નહીં દેખાય એવા ગુરુ જોઈએ. પણ અત્યારે તો લોભી ગુરુ ને લાલચુ શિષ્ય, બે ભેગા થાય તો શું દહાડો વળે ? પછી 'દોનોં ખેલે દાવ' એવું ચાલ્યા કરે !

મૂળમાં લોક લાલચુ છે, તેથી આ ધુતારા બધાંનું ચાલ્યા કરે છે. સાચો ગુરુ ધુતારો ના હોય. એવા સાચા છે હજુ. એવા કંઈ નથી ? આ દુનિયા કંઈ ખાલી થઈ નથી. પણ એવા મળવાય મુશ્કેલ છે ને ! પુણ્યશાળીને મળે ને !

## પધરામણીનાય પૈસા

પછી, કેટલાંક પધરામણી કરાવીને પૈસા પડાવી લે છે. આ ગુરુઓ પગલાં પાડે તોય રૂપિયા લે ! તે આ ગરીબનાં ઘેર પગલાં પાડો ને ! ગરીબને શું કરવા આમ કરો છો ? ગરીબની સામું જોવાનું નહીં ? તે એક પગલાં પડાવનારને મેં કહ્યું, 'અલ્યા, રૂપિયા ખોવે છે ને વખત નકામો બગાડે છે. એમના પગલાં પાડ્યા કરતાં કોઈ ગરીબનું પગલું પાડ કે જેમાં દરિદ્રનારાયણ પધાર્યા હોય. આ બધાં ગુરુઓનાં પગલાંને શું કરવાના ?' પણ પબ્લિક એવી લાલચુ છે તે કહેશે, 'પગલાં પાડે તો આપણું કામ થઈ જાય. છોકરાંને ઘેર છોકરો થઈ જાય, આજ પંદર વર્ષથી નથી તો.'

**પ્રશ્નકર્તા :** શ્રદ્ધા છે લોકોને તેથી.

**દાદાશ્રી :** નહીં, લાલચુ છે તેથી ! શ્રદ્ધા ન્હોય, આને શ્રદ્ધા ના કહેવાય.

લાલચુ માણસ તો ગમે તેની બાધા રાખે. ગાંડાનીય બાધા રાખે. કોઈ કહે કે 'આ ગાંડો છે, તે લોકોને છોકરો આપે છે.' તો આ લોકો 'બાપજી, બાપજી' કરીને પગે લાગે. ત્યાર પછી છોકરો થઈ જાય તો કહેશે 'આને લીધે જ થયો ને !' લાલચુ લોકોને તો શું કહેવું ?

આ તો મનેય લોકો કહે છે કે, 'દાદાએ જ બધું આ આપ્યું.' ત્યારે હું કહું છું કે 'દાદા તો કશું આપતા હશે ?' પણ બધું 'દાદા'ના માથે આરોપ કરે ! તમારું પુણ્ય અને મારું યશનામ કર્મ હોય એટલે હાથ અડાડું ને તમારું કામ થઈ જાય. ત્યારે આ બધાં કહે છે, 'દાદાજી, તમે જ કરો છો આ બધું.' હું કહું કે, 'ના, હું નથી કરતો. તારું જ તને મળ્યું છે. હું શું કરવા કરું ? હું ક્યાં આ ભાંજગડો લઉં ? હું ક્યાં આ તોફાનોમાં પડું ?' કારણ કે મારે કશું જોઈતું નથી. જેને કશું જોઈતું નથી, જેને કશી વાંછના નથી, કોઈ ચીજના ભિખારી નથી, તો ત્યાં તમારું કામ કાઢી લો.

હું તો શું કહું છું કે અમારાં પગલાં પડાવો પણ લક્ષ્મીની વાંછનાપૂર્વક ના કરો. ઠીક છે, એવું કંઈક નિમિત્ત હોય, તે અમારાં પગલાં પડાવો.

**પ્રશ્નકર્તા :** ઘરના ઉદ્ધારને બદલે પોતાનો ઉદ્ધાર થાય એવું તો કરી શકે ખરો કે નહીં ?

**દાદાશ્રી :** હા, બધું કરી શકે. બધું જ થઈ શકે. પણ લક્ષ્મીની વાંછના ના હોવી જોઈએ. આ દાનત ખોરી ના હોવી જોઈએ અને આ તમે મને ફોર્સ કરીને ઊઠાવી જાવ, એનો અર્થ પગલાં પાડ્યાં કહેવાય ? પગલાં એટલે તો મારી રાજીખુશીથી થવાં જોઈએ. પછી ભલે તમે મને શબ્દોથી રાજી કરો કે કપટજાળથી રાજી કરો. પણ કપટજાળથીય હું રાજી થાઉં એવો નથી.

અમનેય છેતરનારા આવે છે, આમ ગલીપચીઓવાળા આવે, પણ હું ના છેતરાઉં ! અમારી પાસે લાખો માણસ આવતા હશે. તે ગલીપચીઓ કરે, બધું કરે, પણ રામ તારી માયા...! એને અહીં ગલ જ ના મળે ને ! એ જાણે કે દાદા પાસે કંઈ ફાવે એવું છે નહીં, એટલે પાછો જાય. આવા 'ગુરુ' જોઈ લીધા છે, બધા છેતરનારા 'ગુરુ' જોઈ લીધા છે. એવા 'ગુરુ' આવે એટલે હું ઓળખું કે આ આવ્યા છે. છેતરનારાને 'ગુરુ' જ કહેવાય ને ! ત્યારે બીજું કોણ તે ? અને 'છેતરનાર' શબ્દ કહેવાય જ નહીં, 'ગુરુ' જ કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એવા બધા બહુ મળ્યા. એને મોઢે કશું ના કહું. એ એની મેળે જ કંટાળી જાય કે 'અહીંયા હું કહેવા આવ્યો છું, પણ કશું સાંભળતા નથી. આટલું બધું એમને આપવા આવ્યો છું.' પણ પછી એ કંટાળી જાય કે 'આ દાદા પાસે કંઈ ફાવીએ એવું લાગતું નથી, આ બારી ભવિષ્યમાં ઉઘડે નહીં.' અરે, મારે કશું જોઈતું નથી, શું કરવા બારી ખોલવા આવ્યો છે ? જેને જોઈતું હોય ત્યાં જાને, લાલચુ હોય ત્યાં જા. અહીં તો કશી લાલચ જ નથી ને ! ગમે તેવા આવે તોય પાછાં કાઢી મેલું કે 'ભઈ, અહીં નહીં !'

લોક તો કહેવા આવશે કે 'આવો કાકા, તમારા વગર તો મને ગમતું નથી. કાકા, તમે કહો એટલું કામ કરી આવીશ તમારું, કહો એટલું બધું. તમારા પગ દાબીશ.' અલ્યા, આ તો ગલીપચી કરે છે. ત્યાં બહેરા થઈ જવું.

એટલે બધું સરળ થઈ પડ્યું છે, તો હવે આપણું કામ પુરું કરી લો. એટલું જ હું કહેવા માગું છું. બહુ સરળ નહીં આવે, આટલું બધું સરળ નહીં આવે, આવો ચાન્સ ફરી નહીં આવે. આ ચાન્સ ઊંચો છે ને, એટલે આ બીજી ગલીપચી ઓછી થવા દો ને ! આ ગલીપચીઓમાં મઝા નથી. ગલીપચી કરનારા લોકો તો મળશે, પણ એમાં તમારું હિત નથી. એટલે ગલીપચીના શોખ જવા દો હવે, આ એક અવતાર ! હવે તો અડધો જ અવતાર રહ્યો છે ને ! હવે આખોય અવતાર ક્યાં રહ્યો છે ?

## પ્યૉરિટી જ જોઈએ

**પ્રશ્નકર્તા :** આપ આવું બોલ્યા. બીજો કોઈ આવું કહેતોય નથી.

**દાદાશ્રી :** હા, પણ પ્યૉર થયો હોય તો બોલે ને ! નહીં તો એ શી રીતે બોલે ? એમને તો આ દુનિયાની લાલચ જોઈએ છે અને આ દુનિયાનાં સુખો જોઈએ છે. એ શું બોલે તે ? એટલે પ્યૉરિટી હોવી જોઈએ. આખા વર્લ્ડની ચીજો અમને આપે તો અમને એની જરૂર નથી, આખા વર્લ્ડનું સોનું અમને આપે તોય અમને એની જરૂર નથી. આખા વર્લ્ડના રૂપિયા આપે તો અમારે જરૂર નથી, સ્ત્રી વિચાર જ ના આવે. એટલે આ જગતમાં કોઈ પણ

પ્રકારની અમને ભીખ નથી. શુદ્ધ આત્મદશા સાધવી, એ કંઈ સહેલી વાત છે ?

**પ્રશ્નકર્તા :** એટલે કોઈ પણ ગુરુનું વ્યક્તિગત ચારિત્ર શુદ્ધ હોવું જોઈએ !

**દાદાશ્રી :** હા, ગુરુનું ચારિત્ર સંપૂર્ણ શુદ્ધ હોવું જોઈએ. શિષ્યનું ચારિત્ર ના પણ હોય, પણ ગુરુનું ચારિત્ર તો એક્ઝેક્ટ હોવું જોઈએ. ગુરુ જો ચારિત્ર વગરના છે તો એ ગુરુ જ નથી, એનો અર્થ જ નથી. સંપૂર્ણ ચારિત્ર જોઈએ. આ અગરબત્તી ચારિત્રવાળી હોય છે, આટલી રૂમમાં જો પાંચ-દશ અગરબત્તી સળગાવી હોય તો આખો રૂમ સુગંધીવાળો થઈ જાય. ત્યારે ગુરુ તો ચારિત્ર વગરના ચાલતા હશે ? ગુરુ તો સુગંધીવાળા હોવા જોઈએ.

## મુખ્યપણું મોક્ષમાર્ગમાં

મોક્ષમાર્ગમાં બે વસ્તુ ના હોય. સ્ત્રીના વિચારો અને લક્ષ્મીના વિચારો ! જ્યાં સ્ત્રીનો વિચાર પણ હોય ત્યાં ધર્મ હોય નહીં, લક્ષ્મીનો વિચાર પણ હોય ત્યાં ધર્મ હોય નહીં. એ બે માયા થકી તો આ જગત ઊભું રહ્યું છે. હા, માટે ત્યાં ધર્મ ખોળવો એ ભૂલ છે. ત્યારે અત્યારે લક્ષ્મી વગર કેટલાં કેન્દ્ર ચાલે છે ?

**પ્રશ્નકર્તા :** એકેય નહીં.

**દાદાશ્રી :** એ માયા છૂટતી નથી ને ! ગુરુનેય માયા પેસી ગયેલી હોય. કળિયુગ છે ને ! એટલે પેસી જાય ને, થોડીઘણી ? એટલે જ્યાં આગળ સ્ત્રી સંબંધી વિચાર છે, જ્યાં પૈસા સંબંધી લેવડદેવડ છે, ત્યાં સાચો ધર્મ થઈ શકે નહીં. સંસારીઓ માટે નહીં, પણ જે ઉપદેશકો હોય છે ને, જેમના ઉપદેશના આધારે ચાલીએ, ત્યાં આ ના હોવું જોઈએ. નહીં તો આ સંસારીઓને ત્યાંય એ જ છે અને તમારે ત્યાંય એ જ ? એવું ના હોવું જોઈએ. અને ત્રીજું કયું ? સમ્યક્દૃષ્ટિ હોવી જોઈએ.

એટલે લક્ષ્મી ને સ્ત્રી સંબંધ હોય ત્યાં આગળ ઊભું ના રહેવું. ગુરુ જોઈને કરવા. લિકેજવાળો હોય તો કરવો નહીં. બિલકુલેય લિકેજ ના જોઈએ. ગાડીમાં ફરતા હોય તોય વાંધો નથી, પણ ચારિત્રનો ફેઈલ હોય તો વાંધો

છે. બાકી આ અહંકાર હોય તેનો વાંધો નથી, કે 'બાપજી, બાપજી' કરીએ તો ખુશ થાય તેનો વાંધો નથી. ચારિત્રનો ફેઈલ ના હોય તો લેટ ગો કરવા જોઈએ. મુખ્યમાં મુખ્ય વસ્તુ ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** લક્ષ્મી અને સ્ત્રી એ સાચી ધાર્મિકતાની વિરુદ્ધમાં છે. પણ સ્ત્રીઓ તો વધારે ધાર્મિક હોય છે, એવું કહેવાય છે.

**દાદાશ્રી :** સ્ત્રીમાં ધાર્મિકતા હોય તેનો સવાલ નથી, ધર્મમાં સ્ત્રીઓનો વાંધો નથી, પણ કુદૃષ્ટિ માટે વાંધો છે, કુવિચાર માટે વાંધો છે. સ્ત્રીને ભોગનું સ્થાન માનો છો એ વાંધો છે. એ આત્મા છે, એ ભોગનું સ્થાન નથી.

બાકી, જ્યાં લક્ષ્મી લેવામાં આવે છે, ફી તરીકે લક્ષ્મી લેવામાં આવે છે, વેરા તરીકે લેવામાં આવે છે, ભેટ તરીકે લેવામાં આવે છે ત્યાં ધર્મ ના હોય. પૈસા હોય ત્યાં ધર્મ ના હોય ને ધર્મ હોય ત્યાં પૈસો ના હોય. એટલે સમજાય એવી વાત છે ને ? જ્યાં વિષય ને પૈસા હોય ત્યાં એ ગુરુ પણ નથી. ગુરુ યે હવે સારા પાકશે. હવે બધું જ બદલાવાનું. સારા એટલે ચોખ્ખા. હા, ગુરુને પૈસાની અડચણ હોય તો આપણે પૂછવું કે આપને પોતાને નિભાવણી માટે શું જરૂર છે ? બાકી, બીજું કંઈ એમને ના હોવું જોઈએ અગર તો 'મોટાં થવું છે, ફલાણા થવું છે' એવું ના હોવું જોઈએ.

## એનું નામ જ જુદાઈ

આ કંઈ સુખી લોકો છે ? મૂળ તો દુઃખી છે લોકો અને એની પાસે રૂપિયા લો છો ? દુઃખ કાઢવા માટે ત્યાં ગુરુ પાસે જાય છેને ? ત્યારે તમે એના પચ્ચીસ રૂપિયા લઈને એનું દુઃખ વધારો છો ! એક પઈ ના લેવાય કોઈની પાસેથી. એક રૂપિયોય ના લેવાય. બીજા પાસે કંઈ પણ લેવું, એનું નામ જુદાઈ કહેવાય. અને તેનું નામ જ સંસાર ! એમાં એ જ ભટકેલો છે, જે લેનાર માણસ છે એ ભટકેલો કહેવાય. એને પારકો જાણે છે, માટે એ પૈસા લે છે.

આ દુનિયાની કોઈ પણ ચીજ, એક રૂપિયો પણ જો હું વાપરું તો હું એટલો નાદારીમાં જઉં. ભક્તોની એક પઈ પણ ના વપરાય. આ વેપાર જેણે કાઢ્યા છે એ પોતે નાદાર સ્ટેજમાં જશે, એટલે જે કંઈ એની આ સિદ્ધિ પ્રાપ્ત

છે એ ખોઈને જતા રહેશે. જે થોડી ઘણી સિદ્ધિ પ્રાપ્ત થઈ, તેના આધારે માણસો બધાં ભેગા થતા હતા. પણ પછી સિદ્ધિ ખલાસ થઈ જાય ! કોઈ પણ સિદ્ધિનો દુરૂપયોગ કરો તો સિદ્ધિ ખલાસ થઈ જાય.

## સર્વ દુઃખોથી મુક્તિ માગવી, કે...

કેટલાંક લોકો અહીં આવીને પૈસા મૂકે છે. અલ્યા, અહીં પૈસા મૂકવાના ના હોય, અહીં માગવાના હોય. અહીં મૂકવાનું હોતું હશે ? જ્યાં બ્રહ્માંડનો માલિક બેઠેલો છે, ત્યાં તો મૂકવાનું હોતું હશે ? આપણે માગવાનું હોય કે મને આવી અડચણ છે તે કાઢી આપજો. બાકી, પૈસા તો કોઈ ગુરુને મૂકજે. એમને કંઈ લૂગડાં જોઈતાં હોય, બીજું કશું જોઈતું હોય. જ્ઞાની પુરુષને તો કશું જ જોઈતું હોય નહીં.

એક મિલના શેઠિયાએ, સાંતાક્રુઝ અમે રહેતા ત્યાં આવડી આવડી ત્રણ પેટીઓ મજૂર સાથે ઉપર મોકલાવી. પછી શેઠિયો ઉપર મળવા આવ્યો. મેં કહ્યું, 'શું છે આ બધું શેઠ ?' ત્યારે શેઠ કહે છે, 'કુછ નહીં, ફૂલ નહીં પણ ફૂલની પાંખડી.....' મેં કહ્યું, 'શેને માટે આ પાંખડી લાવ્યા છો ?' ત્યારે એ કહે છે, 'કુછ નહીં, કુછ નહીં સાહેબ.' મેં કહ્યું, 'તમને કશું દુઃખ કે અડચણ છે ?' ત્યારે એ કહે છે, 'શેર મટ્ટી ચાહિએ.' અલ્યા, શેર મટ્ટી કયા અવતારમાં નહોતી ? કૂતરામાં ગયો ત્યાંય બચ્ચાં, ગધેડામાં ગયો ત્યાંય બચ્ચાં, વાંદરામાં ગયો ત્યાંય બચ્ચાં, જ્યાં ગયો ત્યાં બચ્ચાં ! અલ્યા, કયા અવતારમાં ન્હોતી આ મટ્ટી ? હજુ શેર મટ્ટી જોઈએ છે ? ભગવાન તમારા પર રાજી થયા ત્યારે તમે પાછાં મટ્ટી ખોળો છો ? પાછાં મને લાંચ આપવા આવ્યા છો ? આ તમારી લીંટ મને ચોપડવા આવ્યા છો ? હું ધંધાદારી માણસ ! પાછી મારે લીંટ આવે તો હું કોને ત્યાં ચોપડવા જઉં ? આ બહાર બધે ગુરુઓને ચોપડી આવો. એમને બિચારાને લીંટ નથી આવતી. આ તોફાન અહીં કયાં લાવ્યા ? ત્યારે એ કહે છે, 'સાહેબ, કૃપા કરો.' ત્યારે મેં કહ્યું, 'હા, કૃપા કરીએ, સિફારસ કરું.'

તમને જે દુઃખ છે, તે અમારે તો 'આ બાજુનો' 'ફોન' પકડ્યો ને 'આ બાજુ'(દેવ-દેવીઓને) 'ફોન' કરવાનો ! અમારે વચ્ચે કશું નહીં. ખાલી

એક્સચેન્જ કરવાનું. નહીં તો અમને જ્ઞાની પુરુષને આ હોય જ નહીં ને ! જ્ઞાની પુરુષ આમાં કંઈ હાથ ઘાલે નહીં. પણ આ બધાનાં દુઃખ સાંભળવાં પડ્યાં છે ને ! આ દુઃખ બધાં મટાડવા પડ્યા હશે ને ? અડચણ પડે તો રૂપિયા માગવા આવજે. હવે, હું તો રૂપિયા આપતો નથી. હું ફોન કરી દઈશ, બારોબાર ! પણ લોભ ના કરીશ. તને અડચણ હોય તો જ આવજે. તારી અડચણ પૂરતું બધું જ કરીશ. પણ લોભ કરવા જઈશ, તે ઘડીએ હું બંધ કરી દઈશ.

તમારા દુઃખો મને સોંપી દો. અને જો તમને વિશ્વાસ હોય તો તે તમારી પાસે નહીં આવે. મને સોંપ્યા પછી તમારો વિશ્વાસ તૂટશે તો તમારી પાસે પાછાં આવશે. એટલે તમારે કંઈક દુઃખો હોય તો મને કહેવું કે, 'દાદા, આટલાં દુઃખ મને છે, તે હું તમને સોંપી દઉં છું.' એ હું લઈ લઉં તો નિવેડો આવે, નહીં તો નિવેડો કેમ આવે ?

હું આ દુનિયાના દુઃખો લેવા આવ્યો છું. તમારા સુખ તમારી પાસે રહેવા દો. એમાં તમને વાંધો ખરો ? તમારા જેવા અહીં પૈસા આપે તો મારે પૈસાનું શું કરવાનું ? હું તો દુઃખ લેવા આવ્યો છું. તમારા પૈસા તમારી પાસે રહેવા દો, એ તમને કામ લાગશે અને જ્યાં જ્ઞાની હોય ત્યાં પૈસાની લેવડદેવડ ના હોય. જ્ઞાની તો ઉલટાં તમારાં બધાં દુઃખો કાઢવા માટે આવ્યા હોય, દુઃખ ઊભાં કરવા માટે ના આવ્યા હોય.

## પ્યૉરિટી 'જ્ઞાની'ની

હું તો લોકોની પાસે પૈસા લઉં તો મને તો લોકો જોઈએ એટલા પૈસા આપે. પણ મારે પૈસાને શું કરવાના ? કારણ કે એ બધી ભીખ ગયા પછી તો મને આ જ્ઞાનીનું પદ મળ્યું !

મને અમેરિકામાં ગુરુપૂર્ણિમાને દહાડે સોનાની ચેઈન પહેરાવી જતા હતા, બબ્બે-ત્રણ ત્રણ તોલાની ! પણ હું પાછી આપી દેતો હતો બધાને. કારણ કે મારે શું કરવી છે ? ત્યારે એક બેન રડવા માંડી, કે 'મારી માળા તો લેવી પડશે.' ત્યારે મેં એને કહ્યું, 'હું તને એક માળા પહેરાવું તો તું પહેરીશ ?' તો એ બેન કહે છે, 'મને કંઈ વાંધો નથી. પણ તમારું મારાથી ના લેવાય.' ત્યારે મેં કહ્યું, 'હું તને બીજા પાસેથી પહેરાવડાવું.' એક મણ સોનાની માળા

કરાવીએ અને પછી રાતે પહેરીને સૂઈ રહેવું પડશે, એવી શરત કરીએ તો પહેરીને સૂઈ જાય ખરી ? બીજે દહાડે કહેશે, 'લ્યો દાદા, આ સોનું તમારું.' સોનામાં સુખ હોય તો સોનું વધારે મળે ત્યારે આનંદ થાય. પણ આમાં સુખ છે ને, એ માન્યતા છે તારી, રોંગ બિલિફ છે. આમાં સુખ હોતું હશે ? સુખ તો, કોઈ ચીજ ન લેવાની હોય ત્યાં સુખ છે. આ વર્લ્ડમાં કોઈ ચીજ ગ્રહણ કરવાની ન હોય ત્યાં સુખ છે.

હું તો મારા ઘરનું, મારા પોતાના ધંધાની આવકનું-મારા પ્રારબ્ધનું ખાઉં છું ને લૂગડાં પહેરું છું. હું કંઈ કોઈનો પૈસો લેતોય નથી ને કોઈનું આપેલું પહેરતોય નથી. આ ધોતિયાં પણ મારી કમાણીનાં પહેરું છું. અહીંથી મુંબઈ જવાનું પ્લેનનું ભાડું મારા ઘરના પૈસાનું ! પછી પૈસાની જરૂર જ ક્યાં રહી ? હું તો એક પૈસો લોકોની પાસે લઉં તો મારા શબ્દો લોકોને માન્યામાં જ કેમ આવે તે ! કારણ કે એના ઘરની એંઠ મેં ખાધી. અમારે કંઈ જોઈતું નથી. જેને ભીખ જ નથી કોઈ પ્રકારની, એને ભગવાનેય શું આપવાના હતા ?

એક જણ મને ધોતિયાં આપવા આવ્યો, એક જણ ફલાણું આપવા આવ્યો. મારે ઈચ્છા હોય તો વાત જુદી છે, પણ મારા મનમાં કશાની ઈચ્છા જ નથી ! મારે તો ફાટેલું હોય તોય ચાલે. એટલે મારું કહેવાનું કે જેટલું ચોખ્ખું રાખશો એટલું આ જગતને લાભદાયી થઈ પડશે !

## પોતાની સ્વચ્છતા એટલે...

આ દુનિયામાં જેટલી સ્વચ્છતા તમારી એટલી દુનિયા તમારી ! તમે માલિક આ દુનિયાના ! હું આ દેહનો માલિક છવ્વીસ વર્ષથી થયો નથી, તેથી અમારી સ્વચ્છતા પૂરેપૂરી હોય ! માટે સ્વચ્છ થાવ, સ્વચ્છ !

**પ્રશ્નકર્તા :** સ્વચ્છતાનો ખુલાસો કરો.

**દાદાશ્રી :** સ્વચ્છતા એટલે આ દુનિયાની કોઈ ચીજની જરૂર ના હોય જેને, ભિખારીપણું જ ના હોય !

## ગુરુતા જ ગમે જીવને

એટલે અહીં જુદી જાતનું છે, આ દુકાન ન્હોય. છતાંય લોકો તો આને

દુકાન જ કહે. કારણ કે 'બીજા બધાંએ દુકાન કાઢી એવી તમેય શું કરવા દુકાન કાઢી ? તમારે શું ગરજ ?' મનેય એની ગરજ તો ખરી ને, કે હું જે સુખ પામ્યો એ તમેય પામો ! કારણ કે લોકો કેવા ભરહાડમાં બફાઈ રહ્યાં છે. શક્કરીયાં ભરહાડમાં બફાય એમ બફાઈ રહ્યાં છે લોકો ! અગર તો માછલાં પાણીની બહાર તરફડે એમ તરફડી રહ્યાં છે. એટલે અમારે આ બધું ફરફર કરવું પડે છે. ઘણા લોકો શાંતિનો માર્ગ પામી ગયા.

**પ્રશ્નકર્તા :** એટલે આ ગરજ નથી, પણ બધાં જીવોનું કલ્યાણ થાય એવી ભાવના થાય ને !

**દાદાશ્રી :** કલ્યાણ થાય તો સારું એવી ભાવના હોય. આ વર્લ્ડમાં તીર્થંકરોને જ્ઞાની સિવાય કોઈએ જગત કલ્યાણની ભાવના ભાવેલી નહીં. પોતાના જ પેટનું ઠેકાણું ના પડ્યું હોય ત્યાં આગળ લોકોનો ક્યાં વિચાર કરે ? બધાં લોકોએ ભાવના શું ભાવેલી ? ઊંચું પદ ખોળ ખોળ કરેલું ! સાધુ હોય તો 'મને આચાર્ય ક્યારે બનાવે' અને આચાર્ય હોય તો 'મને ફલાણો ક્યારે બનાવે' એ જ ભાવના બધાને હોય. ત્યારે આ બાજુ, લોકોને કાળા બજાર કરવાની ભાવના ! ને કલેક્ટર હોય તો 'મને કમિશ્નર ક્યારે બનાવે' એ જ ભાવના હોય ! જગત કલ્યાણની તો કોઈનેય પડેલી નથી. એટલે રિલેટિવમાં જગત ગુરુતામાં પડે છે. ગુરુતમ તો થઈ શકતાં નથી.

**પ્રશ્નકર્તા :** રિલેટિવમાં ગુરુતા એટલે શું ?

**દાદાશ્રી :** ગુરુતા એટલે વધવા જ માગે છે, ઊંચે જવા માગે છે. એ એવું જાણે છે કે ગુરુતમ થઈશું એટલે ઊંચા થઈ ગયા, એમને રિલેટિવમાં જ ગુરુતા જોઈએ છે. એ તો ક્યારે ઠેકાણું પડશે ? કારણ કે રિલેટિવ એ વિનાશી છે. એટલે ગુરુતા ભેગી કરેલી હોય તેથી તે મોટો થવા ફરે, પણ ક્યારે નીચે પડી જાય એ શું કહેવાય ? રિલેટિવમાં લઘુતા જોઈએ. રિલેટિવમાં આ બધા ગુરુ થવા ફરે છે, એમાં કંઈ દહાડો વળે નહીં.

## ગુરુતા જ પછાડે અંતે

બાકી, લઘુતમ જે થયો નથી. તે ગુરુતમ થવાને માટે પાત્ર નથી. ત્યારે અત્યારે એક એવા ગુરુ નથી કે જેમણે લઘુતમ થવાનો પ્રયત્ન કર્યો હોય !

બધા જ ગુરુતા ભણી ગયા છે. 'કેમ કરીને હું ઊંચે ચઢું !' એમાં એ કોઈનો દોષ નથી. આ કાળ નડે છે, બુદ્ધિ વાંકી ફરે છે. આ બધા ગુરુઓનો ધંધો શું હોય ? કેમ કરીને મોટા થવું, ગુરુપણું વધારવું એ એમનો ધંધો હોય. લઘુ ભણી ના જાય. વ્યવહારમાં ગુરુપણું વધતું ગયું, નામ નીકળ્યું કે 'ભઈ, આમને એકસો આઠ શિષ્ય છે' એટલે નિશ્ચયમાં એટલું લઘુ થયું, લઘુતમ થતું જાય છે. વ્યવહારમાં ગુરુ થવા માંડ્યા એ પડવાની નિશાની છે.

ઘેર એક બૈરી હતી અને બે છોકરાં હતાં, તે ત્રણ ઘંટ છોડી અને અહીં આગળ સાધુ થયા ! આ ત્રણ ઘંટનો કંટાળો આવ્યો અને ત્યાં પછી એકસો ને આઠ ઘંટ વળગાડ્યા. પણ આ ત્રણ છોડી ને પાછા એકસોને આઠ ઘંટ શું કરવા વળગાડ્યા ? ત્યારે પેલા શું ખોટા હતા આના કરતાં ? પેલા ઘંટ છોડ્યા ને આ નવા ઘંટ વળગાડ્યા ! પેલા પિત્તળના ઘંટ હતા ને આ સોનાના ઘંટ ! પછી આ ઘંટ વાગ વાગ કરે ! શેના હારું આ બધાં તોફાન માંડ્યાં છે ?

## આપે શિષ્યો બનાવ્યા કે નહીં ?

**પ્રશ્નકર્તા :** દાદાએ કોઈને શિષ્ય બનાવ્યા છે ?

**દાદાશ્રી :** હું આખી દુનિયાનો શિષ્ય થઈને બેઠો છું. શિષ્યોનોય શિષ્ય હું છું. મારે શિષ્યોને શું કરવા છે ? એ પાછું ક્યાં વળગાડું આ બધાંને ? આમ તો પચાસ હજાર માણસો મારી પાછળ ફરે છે. પણ હું આ બધાંનો શિષ્ય છું.

## 'આપ' ગુરુ છો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** તો આપ ગુરુ નહીં ?

**દાદાશ્રી :** ના, હું તો આખા જગતનો શિષ્ય છું. હું શું કરવા ગુરુ થઉં ?

**પ્રશ્નકર્તા :** ધારો કે આજથી તમને સાચા ગુરુ માનીએ અને સમર્પણ કરી દઈએ તો ?

**દાદાશ્રી :** પણ હું તો ગુરુ થવા નવરો જ નથી. હું તો તમને અહીં

જે જ્ઞાન આપું, એ જ્ઞાનમાં જ રહીને તમે તમારે મોક્ષે ચાલ્યા જાવ ને, અહીંથી. ગુરુ કરવાને ક્યાં બેસી રહેશો ? મને ગુરુ માનવાની જરૂર નથી. હું ગુરુપદ સ્થાપન નહીં થવા દઉં. તમને બીજું બધું ઠેઠ સુધીનું બતાડી દઈશ. પછી વાંધો ખરો ?

હું કોઈનો ગુરુ થતો નથી. મારે ગુરુ થઈને શું કામ છે ? હું તો જ્ઞાની પુરુષ છું. જ્ઞાની પુરુષ એટલે શું ? ઓબ્ઝર્વેટરી કહેવાય ! જે જાણવું હોય તે જણાય ત્યાં આગળ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની, ગુરુ ના હોઈ શકે ?

**દાદાશ્રી :** જ્ઞાની કોઈના ગુરુ ના થાય ને ! અમે તો લઘુતમ હોઈએ ! હું શી રીતે ગુરુ થાઉં ? કારણ કે બુદ્ધિ મારામાં બિલકુલ છે નહીં. અને ગુરુ થવું એટલે તો બુદ્ધિ જોઈએ. ગુરુમાં બુદ્ધિ જોઈએ કે ના જોઈએ ? અને અમે તો અમારા પુસ્તકમાં લખ્યું છે કે અમે અબુધ છીએ. આ જગતમાં કોઈએ પોતાની જાતને અબુધ લખ્યું નથી. આ અમે એકલાએ જ પહેલું લખ્યું કે અમે અબુધ છીએ. અને ખરેખર અબુધ થઈને બેઠા છીએ ! અમારામાં જરાય બુદ્ધિ ના મળે. બુદ્ધિ વગર ચાલે છે ને, અમારું ગાડું !

## એ રીતે આ બધાં ગુરુ

કંઈ ન્યાય લાગે છે આપને ? 'હું આ બધાંનો શિષ્ય છું' એમ કહું છું તેમાં, કંઈ ન્યાય લાગે છે ?

**પ્રશ્નકર્તા :** આ બધા કઈ રીતે તમારા ગુરુ ?

**દાદાશ્રી :** આ બધા મારા ગુરુઓ ! કારણ કે એમની પાસે જે કંઈ પ્રાપ્તિ હોય તે હું તરત જ સ્વીકારી લઉં છું. પણ એ જાણે કે અમે દાદા પાસે લઈએ છીએ. આ પચાસ હજાર લોકોને જ નહીં, પણ આખા વર્લ્ડના જીવમાત્રને હું ગુરુ તરીકે માનું છું, આખા જગતને હું ગુરુ તરીકે માનું છું. કારણ કે જ્યાં કંઈ પણ સત્ય હોય, એક કૂતરું જતું હોય ત્યાં કૂતરાનું સત્ય પણ સ્વીકારી લઉં. આપણા કરતા વિશેષતા હોય એ સ્વીકારી લઉં ! તમને સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** એટલે જ્યાંથી કંઈ પણ પ્રાપ્તિ થાય એ આપણા ગુરુ, એમ?

**દાદાશ્રી :** હા. એ રીતે બધા જ મારા ગુરુ ! એટલે મેં તો આખા જગતના જીવમાત્રને ગુરુ કર્યા છે. ગુરુ તો કરવાં જ પડશે ને ? કારણ કે જ્ઞાન બધા લોકોની પાસે છે. પ્રભુ કંઈ જાતે અહીં આવતા નથી. એ એવા નવરા કંઈ નથી કે તમારા માટે અહીં ધક્કા ખાય.

## 'આ' સિવાય ન બીજું કોઈ સ્વરૂપ

**પ્રશ્નકર્તા :** આમાં આપ આપને કઈ કોટીમાં માનો છો ?

**દાદાશ્રી :** હું મારી જાતને આખા જગતનો શિષ્ય માનું છું અને લઘુતમ સ્વરૂપ છું. આ સિવાય મારું બીજું કોઈ સ્વરૂપ નથી. અને 'દાદા ભગવાન' એ ભગવાન છે, અંદર પ્રગટ થયા છે તે !

## દિશા બદલવાની જ જરૂર

**પ્રશ્નકર્તા :** અત્યારે ભારતમાં આપની કક્ષાની બીજી વિભૂતિઓ ખરી ?

**દાદાશ્રી :** મને શી રીતે ખબર પડે ? એ તો તમે તપાસ કરો છો, તો તમને ખબર પડે. હું તપાસ કરવા નથી ગયો.

**પ્રશ્નકર્તા :** આપ શિખર પર છો, એટલે દેખાય ને ?

**દાદાશ્રી :** પણ હું જે શિખર પર છું, એનાથી બીજાં કોઈ શિખર મોટા હોય તો મને શું ખબર પડે ? દરેક શિખર પર ગયેલાઓએ કહેલું શું ? કે હું જ છેલ્લા શિખર પર છું. પણ મેં એવું નથી કહ્યું.

**પ્રશ્નકર્તા :** આપનાથી નાના શિખરો હોય તે બધાં દેખાય ને ?

**દાદાશ્રી :** નાના દેખાય પણ તે નાના ગણાતાં નથી. વસ્તુ તો એક જ ને ! કારણ કે હું જે શિખર ઉપર છું ને, ત્યાં લઘુતમ થઈને બેઠેલો છું, વ્યવહારમાં ! જેને વ્યવહાર કહે છે ને, જ્યાં લોકો ગુરુતમ થવા ગયેલા, ત્યાં હું લઘુતમ થયેલો છું. જ્યારે લોકોને, ગુરુતમ થવા ગયેલા તેનો બદલો શું

મળે ? લઘુ થયા. મારે વ્યવહારમાં લઘુતમ થયું માટે નિશ્ચયમાં ગુરુતમ થઈ ગયું !

આ વર્લ્ડમાંય કોઈ મારાથી લઘુ નથી એવો લઘુતમ પુરુષ છું. જો નાનો થાય તો તો એ બહુ મોટો, ભગવાન થઈ જાય. છતાં ભગવાન થવાનું મને બોજારૂપ લાગે, ઊલટી શરમ લાગે છે. આપણને એ પદ જોઈતું નથી. શેને માટે એ પદ જોઈએ ? અને આવા કાળમાં એ પદ પ્રાપ્ત કરાય ? આવા કાળમાં ગમે તેવાં માણસો ભગવાન પદ લઈ બેઠા છે. એટલે દુરૂપયોગ થાય ઊલટો. આપણે એ પદને શું કરવું છે ? હું જ્ઞાની છું એ પદ ઓછું છે ? અને આખા જગતના શિષ્યરૂપે જ્ઞાની છું ! લઘુતમ પુરુષ છું ! પછી આથી મોટું પદ કયું ? લઘુતમ પદથી ક્યારેય પડી ના જવાય એવું મોટું પદ !

અને જગતનો શિષ્ય થશે ને, તે ગુરુતમ થશે ! રસ્તો જ આ છે, હા ! આ વાક્ય દિશા બદલવાનું કહે છે. તમે જે ગુરુતમ અહંકાર કરતા ફરો છો, એટલે શું કે 'હું આમ આગળ વધું અને આગળ મોટો કેમ થઉં' એવો તમે જે પ્રયત્ન કરી રહ્યા છો એ ગુરુતમ અહંકાર કહેવાય. એને બદલે 'હું કેમ નાનો થઉં' એમ લઘુતમ અહંકારમાં જશો તો જ્ઞાન જબરજસ્ત પ્રગટ થશે ! ગુરુતમ અહંકાર હંમેશાં જ્ઞાનને આવરણ લાવે છે અને લઘુતમ અહંકાર જ્ઞાન પ્રગટ કરે છે.

એટલે કોઈએ કહ્યું કે, 'સાહેબ, તમે તો બહુ મોટા માણસ !' મેં કહ્યું, 'ભઈ, તું મને ઓળખતો નથી. મારી મોટાઈને ઓળખતો નથી. તું ગાળ દઉં ત્યારે ખબર પડે કે મારી મોટાઈ છે કે નહીં તે !' ગાળ ભાંડે એટલે પોલીસવાળાનો સ્વભાવ દેખાઈ જાય કે ના દેખાઈ જાય ? ત્યાં 'તું શું સમજે છે ?' એવું કહે તો સમજવું કે આવ્યો પોલીસવાળો ! પોલીસવાળાનો સ્વભાવ મારામાં દેખાય તો જાણવું કે મારી મોટાઈ છે અને પોલીસવાળાનો સ્વભાવ ના દેખાય તો 'હું લઘુતમ છું' એ ખાતરી થઈ ગઈને !

એટલે અમને કોઈ ગાળ ભાંડે તો અમે કહીએ કે ભઈ, જો તારી ગાળ છે, તે અમને સ્પર્શ કરતી નથી. એથીય અમે નાના છીએ. માટે તું એવું કંઈ ખોળી કાઢ, અમને સ્પર્શ કરે એવી ગાળ બોલ. તું અમને 'ગધેડો છે' કહીશ,

તેથી તો બહુ નાના છીએ અમે. તો તારું મોઢું દુખશે. અમને ગાળ અડે એવી જગ્યા અમારી ખોળી કાઢ. અમારી લઘુતમ જગ્યા છે !

## જગતના શિષ્યને જ જગત સ્વીકારશે

એટલે 'આ' તો કોણ છે ? લઘુતમ પુરુષ ! લઘુતમ પુરુષનાં દર્શન ક્યાંથી હોય ? આવાં દર્શન જ ના હોય ને ! વર્લ્ડમાં એક માણસ ખોળી લાવો કે જે લઘુતમ હોય અને આ પચાસ હજાર માણસો હશે, પણ આ બધાંના શિષ્યો છીએ અમે. આપને સમજાયું ને ? હું પોતે શિષ્ય કરતો જ નથી. આ મેં શિષ્ય નથી કર્યા.

**પ્રશ્નકર્તા :** તો આપની પાછળ શું થાય પછી ? કોઈ શિષ્ય ના હોય તો પછીથી શું થાય ?

**દાદાશ્રી :** કશી જરૂર જ નથી ને ! અમારે શિષ્ય એકુંય નથી. પણ રડનારા બહુ છે. ઓછામાં ઓછું ચાલીસ-પચાસ હજાર માણસ રડનારું છે.

**પ્રશ્નકર્તા :** પણ આપના પછી કોણ ?

**દાદાશ્રી :** એ તો 'વખત' તે ઘડીએ બતાવશે કે પછી કોણ છે તે ! હું તો કંઈ જાણતો નથી અને એવું આ વિચારવા માટે નવરોય નથી.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે મારી પાછળ ચાલીસ-પચાસ હજાર રડનારા હશે, પણ શિષ્ય એકુંય નહીં. એટલે તમે શું કહેવા માગો છો ?

**દાદાશ્રી :** મારો શિષ્ય કોઈ નથી. આ કંઈ ગાદી નથી. ગાદી હોય તો વારસદાર થાય ને ! આ ગાદી હોય તો લોક વારસદાર થવા આવે ને ! અહીં તો જેનું ચાલે તેનું જ ચાલશે. જે બધાનો, આખા જગતનો શિષ્ય થશે, તેનું કામ થશે ! અહીં તો લોક જેને 'એક્સેપ્ટ' કરશે, તેનું ચાલશે !

## એવું આ અક્રમ વિજ્ઞાન

આ ગુરુનો માર્ગ ન્હોય ! આ કોઈ ધર્મ નથી કે કોઈ વાડો નથી. હું તો કોઈનોય ગુરુ થયો નથી, થવાનોય નથી. લક્ષણ જ મારા ગુરુ થવાનાં નથી. જે પદમાં હું બેઠો છું એ પદમાં તમને બેસાડું છું, ગુરુપદ-શિષ્યપદ મેં

રાખ્યું નથી. નહીં તો બધે તો લગામ પોતાની પાસે રાખે. જગતનો નિયમ કેવો ? લગામ છોડી ના દે. પણ અહીં તો એવું નથી. અહીં તો અમે જે પદમાં બેઠા છીએ તે પદમાં તમને બેસાડું છું. આપણે જુદાઈ નથી. તમારામાં ને મારામાં કોઈ જુદાઈ નથી. તમને જરા જુદાઈ લાગે. મને જુદાઈ ના લાગે. કારણ કે તમારામાં હું જ બેઠેલો છું, એમનામાંય હું બેઠેલો છું. પછી મારે જુદાઈ ક્યાં રહી તે ?

અને અહીં તો ગુરુપૂર્ણિમા હોય જ નહીં ખરી રીતે ! આ તો ગુરુપૂર્ણિમા ઉજવે છે એટલું જ છે, એક દર્શન કરવાનાં નિમિત્તે ! બાકી અહીં ગુરુપૂર્ણિમા ના હોય. આ 'ગુરુ' યે ન્હોય ને 'પૂર્ણિમા' યે ન્હોય ! આ તો લઘુતમ પદ છે ! અહીં તો તમારું જ સ્વરૂપ છે આ બધું, આ અભેદ સ્વરૂપ છે !

આપણે જુદા છીએ જ નહીં ને ! ગુરુ થાય તો તમે ને હું - શિષ્ય ને ગુરુ બે ભેદ પડ્યા. પણ અહીં ગુરુ-શિષ્ય કહેવાતું જ નથી ને ! અહીં ગુરુ યે નથી ને શિષ્યેય નથી. અહીં ગુરુ-શિષ્યનો રિવાજ જ નથી. કારણ કે આ તો અક્રમ વિજ્ઞાન છે !!!

**- જય સચ્ચિદાનંદ**

# પરમ ગુરુ કોને કહેવાય ?

એક દિવસ દાદાશ્રી નીરુને કહે છે, 'નીરુબેન, તમે એક શિષ્ય રાખો ને !' નીરુએ કહ્યું, 'દાદા, આપ આજે આવું કેમ કહો છો ? આપ તો કાયમ અમને બધાંને કહેતા આવ્યા છો કે હું આખા જગતના જીવ માત્રનો શિષ્ય થયો ત્યારે મને આ જ્ઞાન પ્રગટ થયું છે ! તો આજે મને આપ ગુરુ થવાનું કેમ કહો છો ?' ત્યારે દાદાશ્રીએ હસતાં હસતાં કહ્યું, 'પણ એક શિષ્ય રાખો ને ! એક શિષ્ય રાખવામાં તમને શું વાંધો છે ?' ત્યારે નીરુએ કહ્યું, 'ના દાદા, મને જ આપના ચરણોમાં, સેવામાં રહેવા દો ને ! આ શિષ્યને ક્યાં હું વીંઢાળું ? મને એ પોષાય એમ જ નથી.' ત્યારે દાદાશ્રી બોલ્યા, 'પણ મારી વાત તો સમજો !' 'દાદા, આમાં શું સમજવાનું ? ગુરુ તો મારાથી થવાતું હશે ?' ત્યારે ફરીથી દાદાશ્રી બોલ્યા, 'પણ હું શું કહેવા માંગું છુ તે તો સમજો ! એમ કરો ને, આ નીરુબેનને જ તમારા શિષ્ય બનાવી દો ને !' ઓહોહો ! દાદા ! તમે તો કમાલ કરી દીધી ! 'સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ'નો યથાર્થ ફોડ અનુભવ્યો ! 'હું' ગુરુ પદમાં અને નીરુ શિષ્ય ! પછી દાદાશ્રીએ વિશેષ ફોડ પાડ્યો, ''જુઓ નીરુબેન, એક ગુરુ એના શિષ્યનું કેટલું બધું ધ્યાન રાખે. કેમ કરીને મારો શિષ્ય આગળ આવે એનું સતત ધ્યાન રાખે. એમ તમારે હવે આ નીરુબેનનું ધ્યાન રાખવાનું. તમે તો 'શુદ્ધાત્મા' થઈ ગયા, પણ હવે આ નીરુબેનને ઊંચા નહીં લાવવાના ?'' એ દિનથી દાદાશ્રીએ મારો અને નીરુનો ગુરુ-શિષ્યનો વ્યવહાર ચાલુ કરાવી દીધો. ત્યારે જ્ઞાનીની ગહનતાનો યથાર્થ ખ્યાલ આવ્યો કે જ્ઞાનીની દૃષ્ટિ ગુરુ-શિષ્ય માટેની કઈ હદે હોય છે ! ક્યાં લૌકિક ગુરુ કરવાની વાત ને ક્યાં પોતાનાં જ આત્માને ગુરુપદે સ્થાપવાની વાત ! અને ખરા ગુરુ અરે એને જ પરમ ગુરુ કહેવાય ! બીજા બધા બહારના ગુરુ તો કલાક બે કલાક ઉપદેશ આપીને જતા રહે. એ એમના ઘેર ને આપણે આપણા ઘેર ! પછી આપણે કંઈ એમને ગાંઠીએ એવા છીએ ? એમણે કહ્યા પ્રમાણે ચાલીએ એવા છીએ ? આ તો પોતાનો જ પ્રગટ થયેલો આત્મા પોતાનો પરમ ગુરુ ! જે ચોવીસેય કલાક હાજર. ને હાજર એ જરાય મોક્ષમાર્ગથી આડાઅવળા ચસકવા ના દે એટલો તો એમનો જાપ્તો હોય ! આવા પરમ ગુરુ સ્થપાય તો જ મોક્ષ થાય, ત્યાં સુધી ફાંફાં તો મારવા જ રહ્યા ! ગુરુ-શિષ્યની ચરમ ભેદરેખા તે આને કહેવાય !!!

**- ડૉ. નીરુબેન અમીન**

## દાદા ભગવાન પ્રરુપિત આધ્યાત્મિક પ્રકાશનો

१. ભોગવે તેની ભૂલ
२. બન્યું તે જ ન્યાય
३. એડજસ્ટ એવરીવ્હેર
४. અથડામણ ટાળો
५. ચિંતા
६. ક્રોધ
७. માનવધર્મ
८. સેવા-પરોપકાર
९. હું કોણ છું ?
१०. દાદા ભગવાન ?
११. ત્રિમંત્ર
१२. દાન
१३. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
१४. ભાવના સુધારે ભવોભવ
१५. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
१६. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
१७. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
१८. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
१९. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
२०. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
२१. વાણીનો સિદ્ધાંત
२२. કર્મનું વિજ્ઞાન
२३. પાપ-પુણ્ય
२४. સત્ય-અસત્યના રહસ્યો
२५. અહિંસા
२६. પ્રેમ
२७. ચમત્કાર
२८. વાણી, વ્યવહારમાં....
२९. નિજદોષ દર્શનથી, નિર્દોષ
३०. ગુરુ-શિષ્ય
३१. આપ્તવાણી-१
३२. આપ્તવાણી-२
३३. આપ્તવાણી-३
३४. આપ્તવાણી-४
३५. આપ્તવાણી-५-६
३६. આપ્તવાણી-७
३७. આપ્તવાણી-८
३८. આપ્તવાણી-९
३९. આપ્તવાણી-१० (પૂ.,ઉ.)
४०. આપ્તવાણી-११ (પૂ.,ઉ.)
४१. આપ્તવાણી-१२ (પૂ.,ઉ.)
४२. આપ્તવાણી-१३ (પૂ.,ઉ.)
४३. આપ્તવાણી-१४ (ભાગ १થી ४)
४४. આપ્તસૂત્ર
४५. ક્લેશ વિનાનું જીવન
४६. સહજતા

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

# સંપર્કસૂત્ર

## દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**



## ગુરુ ને જ્ઞાનીમાં ફેર આટલો!

આ બધા ગુરુઓનો ધંધો શું હોય ? કેમ કરીને મોટા થવું, ગુરુપણું વધારવું. લઘુ ભણી ના જાય. વ્યવહારમાં ગુરુપણું વધતું ગયું, નામ નીકળ્યું કે 'ભઈ, આમને એકસો આઠ શિષ્ય છે.' એટલે નિશ્ચયમાં એટલું લઘુ થયું, લઘુતમ થતું જાય છે. વ્યવહારમાં ગુરુ થવા માંડ્યા એ પડવાની નિશાની છે.

હું મારી જાતને આખા જગતનો શિષ્ય માનું છું અને લઘુતમ સ્વરૂપ છું. આ સિવાય મારું બીજું કોઈ સ્વરૂપ નથી. અને 'દાદા ભગવાન' એ ભગવાન છે, અંદર પ્રગટ થયા છે તે !

- દાદાશ્રી

dadabhagwan.org

ISBN 978-81-89933-84-5
9 788189 933845
Printed in India
Price ₹30